સ્વદ્રવ્ય શોધક

# તત્ત્વચિન્તામણિ ગ્રંથ.

મુનિ શ્રી માણેકલાલજી.



૧ આના

શ્રીમદ્-પૂજ્ય શ્રી ગોપાળજી સ્વામી ગ્રંથમાળા

મણકો ૧૪ મો.

॥ શ્રી જિનેન્દ્રાય નમઃ ॥

સ્વદ્રવ્ય શોધક

# તત્ત્વચિન્તામણિ ગ્રંથ.



: લેખક :

શ્રી લીંબડી સંપ્રદાયના પૂજ્ય સાહેબ
શ્રી મોહનલાલજી સ્વામીના શિષ્ય
મુનિ શ્રી મણિલાલજી.



: પ્રસિદ્ધ કર્તા :
શેઠ હરખચંદ કુંવરજી
કન્યાશાળા પાસે, વઢવાણકાંપ.



કિંમત છ આના.

# વિષયાનુક્રમણિકા.



---


વીર સંવત ૨૪૫૭ પ્રથમાવૃત્તિ

સંવત ૧૯૮૭ નકલ ૧૦૦૦

ઈ. સ. ૧૯૩૧

મુદ્રણસ્થાન : શ્રી ભાગ્યોદય ઇ. પ્રી. પ્રેસ

ખાડીઆ : : અમદાવાદ

મુદ્રક : વૈદ્ય રમણીકરાય જેઠાલાલ દવે

# પ્રસ્તાવના

શ્રીંબડી સંપ્રદાયના પૂ. શ્રી મોહનલાલજી સ્વામીના શિષ્ય મુનિ શ્રી મણિલાલજી સ્વામીએ, શ્રીમદ્ દેવચંદ્રજી સ્વામીના વિચારસાર પ્રશ્નો તથા જૈન દર્શન વિગેરે અનેક ગ્રંથોના આધારે તૈયાર કરેલ આ 'શ્રી સ્વદ્રવ્ય શોધક તત્ત્વ ચિંતામણિ ગ્રંથ' જૈન સમાજમાં દરેક બંધુઓને અવશ્ય મનન કરવા યોગ્ય હોઈ છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

આશા છે કે, દરેક આત્માર્થી બંધુ આવા તત્ત્વોપયોગી પુસ્તક–મનન–નો અવસ્ય લાભ લેઈ આત્મશ્રેય કરશે. સુજ્ઞેષુ કિં બહુના !

સ્થા. જૈન પંડિત મુનિરાજ શ્રી ત્રિલોકચંદ્રજી સ્વામીએ આ ગહન વિષયની પ્રાથમિક સમજણ રૂપે જે 'વિવેક' બતાવ્યો છે, તેની નોંધ લેતાં મને આનંદ ઉપજે છે.

ઉપરોક્ત પુસ્તક આવા સુંદર ગેટ–અપમાં તુરત જ પ્રસિદ્ધિમાં લાવવાની વ્યવસ્થા માટે ભાઈશ્રી વાડીલાલ કાકુભાઇ સંઘવીનું સ્મરણ હું વીસરી શકતો નથી.

વઢવાણકાંપ
ધૂળેટી સં. ૧૯૮૭

શેઠ હરખચંદ કુંવરજી.

# વિવેક

**પરમ** પદની પ્રાપ્તિ માટે પદાર્થવિજ્ઞાન થવાની પ્રથમ જરૂર છે. ત્રણ તત્ત્વ, નવ પદાર્થ અને ષટ્દ્રવ્યનું જ્ઞાન એ મોક્ષાર્થિ સદ્‌વિવેકી આત્મા માટે મેળવવું આવશ્યક છે. આ જ્ઞાનની સેવના સત્ પુરૂષોની કૃપા, પૂર્વજન્મોની સાધના, વર્તમાન જન્મનો સત્ પુરૂષાર્થ અને અહર્નિશ આત્મ ચિંતન સમ્યક્ પ્રકારે થવાથી થઈ શકે છે. પ્રથમ જે વસ્તુને પ્રાપ્ત કરવા ઇચ્છીએ છીએ એ વસ્તુની ઓળખાણ થવી ઘટે છે. ઓળખાણ–જ્ઞાન થયા પછી એ પદાર્થની પ્રાપ્તિ માટે આંતરિક અથાગ અભિલાષા હોવી યોગ્ય છે. રાત્રિ–દિન જાગ્રત રહી આત્મચિંતન અખંડીતપણે કરે તો કોઈ કાળે આવરણો ખસી જતાં આત્મ સ્વરૂપની પ્રાપ્તિ થઇ શકે.

**આ**ત્મા, વિશ્વ, કર્મ અને ક્રિયા: આ ચારેમાંથી ગમે તે એકનું અથવા એકથી વધારેનું પ્રથક્કરણ ક્ષયોપશમભાવે કરી શકાય તો અનંત કાળમાં જે યથાર્થતત્ત્વનું જ્ઞાન નથી થયું તે સાક્ષાત્ અવબોધ અનુભવરૂપે થઈ શકે. આ ચારેના જ્ઞાન માટે અનેક આવરણો છે. એ આવરણો એકાગ્રતા, ચિંતન, આત્મ વીર્યોલ્લાસ અને જ્ઞાન પીપાસાના તીવ્રત્તમ યોગે ઉપશમી અથવા ક્ષય થઇ શકે. **વી**તરાગકથીત સત્સાધનને **વી**તરાગની આજ્ઞા રૂપે અંતરની જંખના વડે વૈરાગ્યાદિ સંપત્તિના યોગે સાધ્ય થાય તો **વી**તરાગ આજ્ઞાનો આરાધક બને.

**આ** વિશ્વમાં બે પદાર્થ મુખ્ય છે. જડ અને ચૈતન્ય. જડમાં એક બીજા પુદ્‌ગલ પરમાણુઓ એક બીજા સાથે મળતા અથવા આસ્ફાલતા આઘાત અને પ્રત્યાઘાતના અનંત અને અપાર મહાસાગરના અનેકવિધ મોજાંઓ

કરતા વધારે જોરથી અને વધારે ત્વરિત ગતિએ, આંખ મીંચી ઉઘાડીએ એમાં અસંખ્યાત્ સમયોનો પ્રવાહ વહી જાય છે એવા એક સમયમાં પસાર થાય છે. એક પરમાણુ પોતાના સ્વધર્મી પરમાણુઓ સાથે અથવા એજ પરમાણુ પોતાના વિધર્મિ પરમાણુઓ સાથે, એજ રીતે અનેક પરમાણુઓ પોતાના સહચારી કે અસહયોગી પરમાણુઓ સાથે મીલાપ થતા કે સંઘર્ષણ થતા, આ સંઘર્ષણ બળયોગે આખા જગત્‌ના તમામ પરમાણુ અને પૌદ્‌ગલના અનેકવિધ જથ્થાઓને ઉલટપાલટ કરી નાંખે એવી જબર શક્તિ આપણી દષ્ટિગોચર ન થઈ શકે તથાપિ એવા પરમાણુઓમાં રહેલી છે. આ સંઘર્ષણ શક્તિના યોગે જગત્ ભરમાં જડ સત્તા પ્રાધાન્ય પદ ભોગવે છે. આ અજીવ સત્તાએ સદા સચ્ચિદાનંદમય સિદ્ધ સ્વરૂપી ચૈતન્ય સત્તાને અશુદ્ધ નય યોગે અથવા અનુપયોગે આચ્છાદિત કરેલ છે. પુદ્‌ગલ સત્તાએ પરિણુમાવેલ પદાર્થ માત્રનું રૂપાન્તર, એ અનેક શરીરો વિગેરે જુદા જુદા રૂપે જન્માવે યાને વસાવે છે. પરમાણુઓની વ્યાપકતા અને ભેદકતાવડે સચરાચર પ્રાણી અને પદાર્થ માત્રને આચ્છાદે છે. જેમ જેમ પરમાણુઓનો સંગ્રહ જે રૂપે એકત્ર પોતાના સહચારી પરમાણુઓ સાથે મળે છે, તેમ તેમ પ્રાણી અને પદાર્થના આકારો ભિન્ન ભિન્નરૂપે ચર્મચક્ષુ સમક્ષ આવે છે. વસ્તુગતે પદાર્થોનું અને પરમાણુઓના સમૂહોનું, ભેદ જ્ઞાન વડે વિચારવામાં આવે તો, એક પરમાણુ એક પ્રદેશી, દ્વિ પ્રદેશી વિગેરેથી અનંત પ્રદેશાત્મક રૂપે હોય છે. લોકમાં પરમાણુઓનું એક દેશ ભાગથી માંડી સમસ્ત લોકમાં વિચરે છે, તીવ્ર વેગથી ધસે છે, સજાતિ પરમાણુઓ સજાતિ દ્રવ્યોમાં મળી જાય છે, સજાત દ્રવ્યોમાં મળી જતા દ્વ્યણુકાદિક અનેક ખંધો નીપજે

છે, અને આ પ્રમાણે ખંધ, દેશ અને પ્રદેશો જિનેશ્વર દેવે વર્ણવેલા છે. પૌદ્‌ગલિક સમૂહોનું ધસવું એટલે એક બીજા સાથે એક લોકના છેડાથી બીજા સામેના લોકના છેડા લગી મળી જવું એ એટલી ત્વરાથી–ચપલ ગતિએ થાય છે કે, બહુજ પવિત્રજ્ઞાનની દૃષ્ટિવડે અવલોકન અને વિચારણા કરવામાં ન આવે ત્યાં લગી વીતરાગકથીત ભાવો પુદ્‌ગલ ધર્મના સ્વરૂપને સમજી–વિચારી અને અનુભવી શકાય તેવા નથી.

આ પ્રકારે અજીવ સત્તા અને એ સત્તાગત પરિણામોનું યત્કિંચિત્ રૂપે કથન કરવામાં આવ્યું. આ અજીવ સત્તા અજીવ–પરમાણુઓ ઉપર તો સામ્રાજ્ય ભોગવી શકે, કેમકે પરમાણુઓ પોતાના સજાતિ દ્રવ્યો–પદાર્થો સાથે મળવાનો એક ગુણ ધરાવે છે; પરન્તુ આ પરમાણુઓ પોતાના વિજાતી સ્વભાવવાળા આત્માને કયાંથી જઈ ને વળગ્યા? આવો એક પ્રશ્ન જિજ્ઞાસુ આત્માના ભાવોમાં ઉત્પન્ન થાય છે. આને અંગે આપણે વિચાર કરવો યોગ્ય લાગે છે. પ્રથમ તો આપણું અલ્પજ્ઞાન આ પ્રશ્નને સંપૂર્ણ રીતે પહોંચી શકે તેમ તો નથી, તથાપિ કંઈક અંશે વિચારણા કરવા પ્રયાસ સેવીએ.

અનંતકાળનો ઉદારિક અથવા વૈક્રિય શરીરમાં સંચાલન કરતો આત્મા ઓળખાતો નથી. પોતે પોતાનેજ ન ઓળખે, એ મહદ્ આશ્ચર્ય. અનંત કાળના આત્માના નીકટ સંબન્ધ અને સહવાસમાં આવેલા પુદ્‌ગલોને આત્માએ ઓળખ્યા નથી અને પરસત્તાથી આત્મસત્તાનો સદાએ અનુપયોગ દેખાયો છે.

આત્મા ત્રણે કાળે શુદ્ધ છે, બુદ્ધ છે, નિર્લેપ છે, નિરાકાર છે, નિરાવયવ છે, અજન્મા છે, સ્વયં પ્રકાશીત છે, સદા સ

ઉપયોગી છે, પોતાના આત્મદ્રવ્યમાં વિલસતો છે, અનંત શક્તિમાન છે, અનંત જ્ઞાન, દર્શન ચારિત્ર, વીર્ય અને ઉપયોગના ગુણોને ધરનાર સ્વ–ગુણી છે, ગુણ ગુણીભાવનો એક સંબન્ધ છે. ગુણી પોતાના ગુણને ત્રણે કાળે પોતામાંજ વસાવે છે. ગતકાળમાં આત્માનો નાશ થયો નથી, આગામી કાળે થવાનો નથી અને વર્તમાન કાળે થતો પણ નથી. શરીરના રોગથી રોગી અને શરીરના મરણથી મૃત્યુ વ્યવહારાપેક્ષાએ માની લીધું છે.

એક અપેક્ષાએ આત્મા અને પુદ્દગલિક સંબન્ધ વિચારીએ. એ અંગે એક સામાન્ય વ્યવહારૂ દ્રષ્ટાન્તનું એક લક્ષણ ખ્યાલમાં લઈએ તો ? સૂર્ય તો પ્રકાશી છે. આ પ્રકાશ સીધો તીર્યક્લોકમાં આવે છે. વર્ષાકાળમાં વાદળના યોગે સૂર્ય ઢંકાએલો દેખાય છે. કોઈક તો એ ઘટ વાદળાચ્છાદિત સૂર્યને અદ્રષ્ટ અને અસ્થાને અસમય પરિણમતો માને છે. ભ્રાન્તિ અને ભ્રમણાને લઈને સામાન્ય વિચારાવબોધના અભાવે કે અણ ઉપયોગે, અસ્તાચળ પર ગએલો અટકળે છે; કે જે વખતે હજુ બે કલાક દિન પણ હોય. એજ પ્રમાણે આત્મા સ્વયં પ્રકાશીત છે. પરન્તુ વાદળાનુસાર પૌદ્દગલિક સમૂહો આડે આવતા એ અનંત પ્રકાશનો લાભ લઈ શકાતો નથી. આ સમૂહો કોઈ વખતે ઘટ હોય છે અને કોઈ વખતે અલ્પાવરણે પણ હોય છે, જેમ જેમ આ સમૂહો વધારે ઘટ હોય તેમ તેમ આત્માની અશુદ્ધ ચેતનાના યોગે અલ્પકર્મી કે બહુલકર્મી દેખી શકાય છે. જન્મ લેતો, શરીરો બદલતો, મરતો, જતો અને આવતો મનાય છે. જેમ ગમે તેટલા ઘનઘટ વાદળ હોય તથાપિ સૂર્યને સ્પર્શી શકે નહિ તેમ કર્મ વર્ગણાના ઘનઘટ યોગે આત્માને અનાત્માપણું કરી ન શકે અથવા આત્મ ગુણને વિનાશી ન શકે. પરન્તુ સૂર્યના કિરણોને લોકમાં આવતા વાદળાઓ અટકાવી શકે છે. તદનુસાર આત્માના અનતજ્ઞાનાદિ ગુણોની વીર્ય શક્તિના ગુણને કંઈક અંશે આવરી શકે છે. વસ્તુતત્ત્વે આત્માના અસંખ્યાત પ્રદેશ

છે. એકેક પ્રદેશે જ્ઞાનાદિ ગુણો અને અનંત આત્મિક વીર્યો-લ્લાસ શક્તિ છે. એકેક પ્રદેશે ઉપયોગની પરિણતી રૂપ જ્ઞાનાદિ ગુણોના અનંત પર્યાયો છે. આ પર્યાયોના જેવા જેવા રૂપો કે આકારો દેખીએ છીએ એને અજ્ઞાન યોગે આપણે જીવાત્માની વિભાવીક દશારૂપે નારકાદિ ગતિ પ્રધાન અવસ્થા વિશેષ રૂપે વિચરતો આત્માને ધારીએ છીએ. જુદી જુદી દેહાદિકની અવસ્થાએ અશુદ્ધ આત્મ પ્રદેશે પૂર્વોક્ત ગુણ પર્યાયોમાં રહેલી એકેક પ્રદેશે અનંતી કર્મ વર્ગણાનુંજ રૂપ માત્ર છે. અન્ય કશું નહિં. પુદ્ગલ પરમાણુ આવિભા-ગાવસ્થાએ પરિણમે ત્યારે દ્વ્યણુકાદિક સ્કંધ ઉપજે છે અને જીવ પણ પોતાનો સ્વભાવ વૈભાવિકદશા વડે પરિણમે છે એટલે કર્મરૂપ પૌદ્ગલિક કર્મ વર્ગણાને ગ્રહે છે. એથી સિદ્ધ સ્વરૂપી આત્મા સંસારાવસ્થાએ વિલસતો ભાસેછે. તત્વદ્રષ્ટિએ અનંતકાળથી આત્મા શુદ્ધ છે એ શુદ્ધ રૂપેજ રહે છે, રહેવાનો અને રહ્યો છે.

**આમ** કથંચિત્ અપેક્ષાગર્ભિતન્યાયે આત્મ અંગે અને કર્મપૌદ્ગલ અંગે વિવરણા મુમુક્ષુઓએ વિચારી છે તે આલેખાઈ.

ક્રિયા અને જ્ઞાનના એકાન્ત માર્ગે ન વળતા વસ્તુતત્વનો અભ્યાસ કરી ક્રિયા અને જ્ઞાનની આરાધના સમ્યક્ પ્રકારે આરાધવી એ આત્મજાગ્રતી ઈચ્છક આત્મા માટે યોગ્ય છે.

**આ** પુસ્તકમાં આત્મ અને અનાત્મ વસ્તુનો વિવેક જે અપેક્ષા અને ન્યાયે કરાયો છે તે અપેક્ષા અને ન્યાયનો સંગતી પ્રાધાન્ય ગુણ ન પ્રગટ કે પ્રગટાવી શકાય એટલે વાંચન માટે લીધેલું પુસ્તક વિચારણા કે આત્મચિંતન માટે નિરૂપયોગી થવા પામે છે. આ પુસ્તક અંગે જિજ્ઞાસુ આત્માઓએ સહૃ સહૃ વિચાર કરવો ઉચિત્ છે.

**અમદાવાદ**
પાના ઝવેરને ડેલે
તા. ૨૦-૨-૩૧

મુનિ ત્રિલોકચંદ્રજી.

ॐ

॥ સહજાત્મસ્વરૂપાયનમઃ ॥

## સ્વદ્રવ્ય શોધક

# તત્ત્વચિન્તામણિ ગ્રંથ.

### નમસ્કાર.

॥ શ્લોક ॥

"भवबीजांकुरजननां, रागाद्याः क्षयमुपागतायस्य
ब्रह्मा वा विष्णुर्वा हरो, जिनो वा नमस्तस्मै."

—હેમચંદ્રાચાર્ય

અર્થ:—"જેના સંસારનાં કારણભૂત કર્મરૂપી અંકુરાઓને ઉત્પન્ન કરનાર રાગ-દ્વેષ આદિ સમગ્ર દોષો ક્ષય પામ્યા છે, તે ચાહે બ્રહ્મા, વિષ્ણુ, શંકર અથવા જિન હોય, તેને મારો નમસ્કાર છે."

### મંગળાચરણ.

દોહરા.

આદિનાથ આદે દઇ, વંદુ શ્રી વર્દ્ધમાન;
શ્યાદ્‌વાદ વદુ સદા, ગુણિ જ્યું પ્રગટ જ્ઞાન. ૧

ૐકાર નિતનિત નમું, હ્રીં સદા હીતકાર;
શ્રીં શ્રેય મુજ સાધવા, વરતાવું વ્યવહાર. ૨

નવતત્ત્વ કહ્યા નામથી, જીવાજીવ જણાય;
સંવર નિર્જરા મોક્ષજે, ગુણાત્મિક ગણાય. ૩

પાપાશ્રવ બંધ પરહરો, પુણ્યફળ પ્રગટ પેખાય;
જીવાજીવ સંયોગથી. કર્મબંધ કહેવાય. ૪

જીવ દ્રવ્યના જાણીએ, ચાર ગુણ ધરો ચિત્ત;
અનંત જ્ઞાન દર્શન અનંત, અનંત સુખ સમકિત. ૫

અનંત શક્તિ આતમ તણી, પ્રગટ થયે પેખાય;
પણ પુદ્દગલ પરભાવથી, લેખે નવ લેખાય. ૬

પુદ્દગલના પણ પેખીએ, વેદ ગુણ વીપરીત;
વર્ણ ગંધ રસ સ્પર્શએ, પુરણ જેહથી પ્રીત. ૭

અષ્ટ કર્મે કરી આવર્યાં, આત્મિક ગુણ જે આઠ;
શોધક થઈને શોધીએ, સ્થિર કરી ધ્યાનનો ઠાઠ. ૮

ધાતુ થકી ઉપધાતુને, શોધે જેમ સોનાર;
આતમ તેમ અનાત્મને, શોધી ગ્રહણ કરો સાર. ૯

સ્વદ્રવ્ય શોધક સંગ્રહે, તત્ત્વચિંતામણિ ગ્રંથ;
વાંચો વિચારો વિવેકથી, પ્રગટે મોક્ષનો પંથ. ૧૦

---

શ્રીઆચા૦ શ્રુ. ૧ અ૦ ૩ જાું. ઉદ્દેશો ૪થાનું સૂત્ર.

**जेएगं जाणइ से सव्वं जाणइ,**

**जे सव्वंजाणइ से एगं जाणइ**

**અર્થ**:—જે એક પોતાના આત્માને જાણે છે, તે સર્વના આત્માને જાણે છે, અને જે સર્વના આત્માને જાણે છે તે એક પોતાના આત્માને પણ જાણે છે. અર્થ દ્વિતીય પ્રકારે-જે એક પરમાણુ

આદિ સૂક્ષ્મ વસ્તુને જાણે છે તે સર્વ પુદ્ગલપર્યાયને જાણે છે અને જે સંસારમાં વર્તતા સર્વ પદાર્થોના પર્યાયને જાણે છે તે એક પરમાણુ પુદ્ગલને પણ જાણે છે.

॥ गाथा ॥

**एग्गोमेसासओअप्पा, नाणदंसणसंजुओ;**
**सेसामे बाहिराभावा, सव्वेसंजोगलक्खणा. १**

**અર્થ**:—જ્ઞાન, દર્શને કરી યુકત સદાશાશ્વત એટલે નિત્ય અને રાગ–દ્વેષાદિક પરભાવ રહિત એવો જે મારો **આત્મા** તે એકજ છે. અને શેષ એટલે બાકી રહેલા દ્રવ્ય થકી તન, ધન, કુટુંબાદિક મેળાપ રૂપ, અને ભાવ થકી વિષય–કષાયાદિ રૂપ મેળાપ એવા ભાવ તે સર્વ મારા આત્મસ્વરૂપથી જુદા છે.

“ **લોક શી વસ્તુ છે ?** ” એનો વિચાર કરતા, તે માત્ર બેજ તત્ત્વ રૂપ માલુમ પડે છે–જડ અને ચેતન. આ બે તત્ત્વો સિવાય સંસારમાં ત્રીજું તત્ત્વ નથી. સર્વ લોકનાં સમગ્ર પદાર્થો આ બે તત્ત્વોમાં આવી જાય છે. તેના વિસ્તારે નવ તત્ત્વ પણ કહેલ છે, જે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ છે.

જેમાં ચૈતન્ય નથી–લાગણી નથી, તે જડ છે. એથી વિપરીત ચૈતન્ય સ્વરૂપ સ્વદ્રવ્ય જે આત્મા છે. આત્મા, જીવ, ચેતન એ બધા એક અર્થને કહેનારા પર્યાય શબ્દો છે. જ્ઞાન શક્તિ એ આત્માનું મુખ્ય લક્ષણ છે. તેના

વિસ્તારે, નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવતા એ સર્વના મળી ૫૬૩ ભેદ થાય છે. હવે પ્રથમ,

**સ્વદ્રવ્ય જે જીવ–ચેતન–આત્માનો વિચાર કહીએ.**

જીવ બે પ્રકારના છે. એક શુદ્ધ જીવ અને બીજો અશુદ્ધ જીવ. દ્રવ્યકર્મ, ભાવકર્મ અને નોકર્મ જે છે તેને અનેક જન્મોથી આત્મ સ્વરૂપનો વિકાસ કરવાનો અભ્યાસ થતે થતે, જેઓનો જે ભવમાં (જન્મમાં) કર્મોનો ક્ષય થવાથી ચૈતન્ય સ્વરૂપનો પૂર્ણ વિકાસ થયો છે, તેઓ તે ભવમાં પરમાત્મા થયા કહેવાય છે, અને પછી ચતુર્દશ ગુણસ્થાને ચડી સર્વ કલંક રહિત શુદ્ધ સ્વરૂપી સિદ્ધાલયે અનાદિ તથા સાદિ અનન્ત ભાગે લોકાગ્રે બિરાજતા સિદ્ધ પરમાત્માઓના જીવદ્રવ્ય, શુદ્ધ જાણવા. તથા કર્માવરણે સહિત મલિન આત્મ પ્રદેશી, રાગ–દ્વેષાદિભાવ મલિન પરિણતિવંત ચતુર્ગતિ ભ્રમણ લક્ષણરૂપ અશુદ્ધ જીવદ્રવ્ય જાણવા.

**અશુદ્ધ જીવાત્મા ચતુર્ગતિમાં પરિભ્રમણ કરે છે, તો તેને પ્રત્યક્ષ જાણી શકીએ કે ?**

જીવ, બીજા પદાર્થો જેમ પ્રત્યક્ષ દેખાય છે, તેમ પ્રત્યક્ષ દેખાતો નથી, પરન્તુ સ્વાનુભવ પ્રમાણથી જાણી શકાય છે. "હું સુખી છું, હું દુઃખી છું" એવી લાગણી જડ–શરીરને હોઈ શકે નહિ. શરીરને આત્મા માનવામાં આવે, તો "મડદુ" કહેવાતા શરીરમાં જ્ઞાનનો પ્રકાશ હોવાનું કાં ન બને ? "મડદુ" કહેવાતા શરીરને સજીવન આત્મા કાં ન કહી શકાય ? અને તેનો અગ્નિદાહ કેમ થઇ શકે ? પણ વસ્તુ સ્થિતિ એવી નથી. જ્ઞાન, સુખ, ઇચ્છા વગેરે ગુણો મૃતક શરીરમાં નહિ રહેવાથી એ સાબિત થાય છે કે તે

ગુણોનો આધાર શરીર નથી, પણ બીજો છે. અને તેનું નામ આત્મા છે. શરીર, અનન્ત જડ પરમાણુના સમૂહનું બનેલું છે, અને જેમ ઘટ, પટ વગેરે જડ પદાર્થોમાં જ્ઞાન, સુખ આદિ ધર્મોની સત્તા નથી, તેમ જડ શરીરમાં પણ જ્ઞાન, સુખ આદિ ધર્મોની સત્તા હોઇ શકે નહિ.

## પાંચ ઇન્દ્રિયોનું વર્ણન.

પાંચ ઇન્દ્રિયોની આકૃત્તિ, તેનો વિષયક્ષેત્ર, તથા વિષય વિકાર, કેટલાં અને કયાં કયાં ?

૧ સ્પર્શેન્દ્રિયનો આકાર અનેક પ્રકારે છે, અને નવ યોજન (૩૬ ગાઉ) પ્રમાણ અંતર છેટેથી આવેલાં પુદ્‌ગલોને અષ્ટ પ્રકારે સ્પર્શે છે, તેના વિકારો ૯૬ છે.

૨ રસેન્દ્રિયની આકૃત્તિ સરપલો તથા કમળના પત્ર સરીખો છે, નવ યોજન અંતરે રહેલાં પુદ્‌ગલોનો સ્વાદ વાયુથી ખેંચાઈ આવે થકે સ્વાદપણે ઉત્કૃષ્ટ ગ્રહાય છે, તેના વિષય પાંચ અને તેના વિકારો ૬૦ છે.

૩ ઘ્રાણેન્દ્રિયની આકૃતિ તલના ફુલ સરખી છે, તેનો વિષયક્ષેત્ર, નવ યોજનનો, તેના વિષય બે અને વિકારો ૨૪ છે.

૪ ચક્ષુ ઇન્દ્રિય, તેની આકૃતિ મસુરની દાલ સમાન અને એક લક્ષ યોજન વિષય ક્ષેત્રફલ જાણવો. અત્રે એમ શંકા થાય કે, સૂર્યનો બિંબ તો આત્મ આંગુલ પ્રમાણે ઘણા લાખ યોજન છેટે છે, ને ચક્ષુનો એટલો વિષય નથી તો સૂર્યનો બિંબ કેમ દેખાય ? તો તેનો ઉત્તર એજ કે સૂર્યનો વિમાન શાશ્વત એક યોજનના એકશઠીયા અડતાલીશ ભાગનો છે, તેના આપણા ગાઉ ૧૩૦૦ ને આશરે મોટો વિમાન છે, તો તે સંપૂર્ણ આંખે દેખાતો નથી, પણ તે વિમાનના તલીયાના તેજનો આભાસમાન ઝલક કાન્તિ

દીસે છે, પરન્તુ સંપૂર્ણ આંખે ન દેખાય, તે માટે આત્મ આંગુલ પ્રમાણનો લાખયોજન વિષય, ચક્ષુઇન્દ્રિયનો જાણવો. તેના વિષય ૫ અને તેના વિકારો ૬૦ છે.

૫ શ્રોતેન્દ્રિયની આકૃતિ અગથીયા વૃક્ષના ફુલસમાન એને તેનો ૧૨ યોજન વિષય ક્ષેત્ર, તેના વિષય ૩ અને વિકાર ૧૨ છે. એકંદર પાંચ ઇન્દ્રિયના વિષય ૨૩ અને વિકાર ૨૫૨ છે.

ત્રણ પ્રકારના શબ્દ, તેને શુભ અને અશુભ શબ્દથી ગુણતા ૭ થયા, તે ૭ જાતના શબ્દોપર, રાગ પ્રગટે અને ૭ પ્રકારના શબ્દો સાંભળી દ્વેષ પ્રગટે, જેથી તેના વિકાર ૧૨ છે.

પાંચ વર્ણ તેને શુભવર્ણે અને અશુભવર્ણે ગુણતા ૧૦ થયા, તે પણ સચિતવર્ણિ વસ્તુ અચિતવર્ણિ અને મિશ્ર-વર્ણિ વસ્તુ તે વડે ગુણતા ૩૦ થયા, અને તેપર રાગ પ્રગટે વા દ્વેપ પ્રગટે, તેથી તેના ભેદ ૬૦ ચક્ષુ ઇન્દ્રિયના વિકાર છે.

સુરભિગંધ અને દુરભિગંધ, એ બેને સચિતાદિ ત્રણ ભેદે ગુણતા ૬ થયા, અને તેને મનોજ્ઞ અને અમનોજ્ઞવડે ગુણતા ૧૨ થયા, અને તેપર રાગ-દ્વેપ થાય છે, જેથી તે વડે ગુણતા ૨૪ વિકાર ઘ્રાણેન્દ્રિયના છે.

રસ પાંચ, તેને સચિતાદિ ત્રણે ગુણતા ૧૫ થયા, તેને મનોજ્ઞ અને અમનોજ્ઞ વડે ગુણતા ૩૦ થયા, તેને રાગ-દ્વેપવડે ગુણતા, જીવ્હા ઇન્દ્રિયના ૬૦ વિકાર થાય છે. સ્પર્શ આઠ, તેને સચિતાદિ ત્રણ ભેદે ગુણતા ૨૪ થાય, તેને પણ મનોજ્ઞ, અમનોજ્ઞ વડે ગુણતા ૪૮ થાય, અને તેને રાગ-દ્વેપ વડે ગુણતા સ્પર્શ ઇન્દ્રિયના ૯૬ વિકાર થાય છે. એ પ્રમાણે પાંચે ઇન્દ્રિયના, ૨૫૨ વિકાર થાય છે. એ વિકાર ઉત્પતિનું સ્થાન સમજવું.

## દ્રવ્ય, ભાવથી પાંચ ઈન્દ્રિયનું સ્વરૂપ.

દ્રવ્યેન્દ્રિય બે પ્રકારે છે, એક સુક્ષ્મ અને બીજી બાદર. બાદર ઇંદ્રિય બાહિર દ્રષ્ટિયે દેખાય, તે આકૃત્તિરૂપ છે તે; અને સુક્ષ્મ, તે વિષય ગ્રહણ વ્યાપારે અભ્યંતર પ્રવૃત્તિરૂપ, જઘન્યથી અંગુલનો અસંખ્યાતમો ભાગ, અને ઉત્કૃષ્ટ પૂર્વે કહેલ છે, તેટલું વિષય ક્ષેત્ર જાણવું.

ભાવેન્દ્રિયપણું તે જીવને મતિ જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી ભાવેન્દ્રિયની પ્રાપ્તિ અને દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ આદિ ગ્રહણ શક્તિ ઉપજે, તેની ઉપયોગ ઉપલબ્ધિ, તે ભાવેન્દ્રિય કહેવાય છે. અને આકૃત્તિ, તે દ્રવ્યેન્દ્રિય જાણવી, એમ પન્નવણાજી સૂત્રમાં કહેલ છે. એ પાંચ ઇન્દ્રિય પામે તેને પંચેન્દ્રિય જીવ કહેવાય છે.

આ શરીરમાં એ પાંચ ઇંદ્રિયો છે, પરંતુ તે ઈંદ્રિયોને સાધન બનાવનાર આત્મા, તે ઇંદ્રિયોથી જૂદો છે; કારણ કે ઈન્દ્રિયોદ્વારા આત્મા રૂપ-રસ આદિનું જ્ઞાન કરે છે. ચક્ષુથી રૂપ જુએ છે, જીભથી રસ ગ્રહણ કરે છે, નાકથી ગંધ લે છે, કાનથી શબ્દ સાંભળે છે અને ત્વચા (ચામડી)થી સ્પર્શ કરે છે. જેમ ચપ્પુથી કલમ બનાવાય છે, પણ ચપ્પુ અને બનાવનાર એ બે જૂદા છે. દાતરડાથી ઘાંસ કપાય છે. પણ દાતરડુ અને કાપનાર એ બે જૂદા છે. દીવાથી જોવાય છે, પણ દીવો અને જોનાર એ બે જૂદા છે. તેવી રીતે ઇંદ્રિયોથી રૂપ રસ વગેરે ગ્રહણ કરાય છે, પણ ઇંદ્રિયો અને વિષયોને ગ્રહણ કરનાર એ જૂદા છે. સાધકને સાધનની અપેક્ષા છે, પણ એથી સાધક અને સાધન એ બે એક

હોઇ શકે નહિ, ઈન્દ્રિયો, આત્માને જ્ઞાન પ્રાપ્ત થવામાં સાધનભૂત છે, એથી સાધનભૂત ઇન્દ્રિયો અને સાધક આત્મા, એ એક હોઈ શકે નહિ, એ સિવાય, એ પણ યાદ રાખવું જોઈએ કે ઈન્દ્રિયો એક નથી, કિંતુ પાંચ છે, એથી ઇન્દ્રિયોને આત્મા માનવા જતાં, એક શરીરમાં પાંચ આત્માઓ થઈ પડે છે, આ હકીકત ઇચ્છવાયોગ્ય નથી.

બીજી રીતે જોઇએ તો, જે માણસની ચક્ષુ નષ્ટ થઈ ગઈ હોય છે, તેને પણ, ચક્ષુની હૈયાતીમાં પૂર્વે દેખેલા પદાર્થો યાદ આવે છે—સ્મૃતિમાં ઉપસ્થિત થાય છે. આ હકીકત આત્માને ઇન્દ્રિયોથી જૂદો નહિ માનવામાં બની શકે નહિ, કારણ કે ચક્ષુથી દેખાયેલી વસ્તુઓનું સ્મરણ, ચક્ષુના અભાવે યા ચક્ષુથી થઈ શકે છે, પણ બીજી ઇન્દ્રિયોથી થઈ શકે તેમ નથી. બીજી ઇન્દ્રિયોથી સ્મરણ નહિ થવામાં કારણ એ છે કે જેવી રીતે એક પુરૂષે દેખેલી વસ્તુને જેમ બીજો માણસ સ્મરણ કરી શકતો નથી, તેવી રીતે ચક્ષુથી દેખાયેલા પદાર્થોનું, બીજી ઇન્દ્રિયોથી સ્મરણ થઈ શકે નહિ. એકને થયેલો અનુભવ બીજાને સ્મરણ કરનાર બનેજ નહિ. એ તદ્દન સુગમ હકીકત છે. ત્યારે ચક્ષુથી દેખાયેલી વસ્તુઓને ચક્ષુના ચાલ્યા ગયા પછી, સ્મરણ કરનાર જે શક્તિ છે, તે ચૈતન્ય સ્વરૂપ આત્મા છે. આત્માએ ચક્ષુદ્વારા જે વસ્તુઓ પૂર્વે પ્રત્યક્ષ કરી હતી, તે વસ્તુઓને, ચક્ષુની ગેરહાજરીમાં પણ પૂર્વ અનુભવથી સ્થાપિત થયેલા સંસ્કારનું સ્ફુરણ થવાથી આત્મા સ્મરણ કરી શકે છે. આવી રીતે અનુભવ અને સ્મરણના એક બીજાના ગાઢા સંબંધને લીધે પણ સ્વતંત્ર ચૈતન્ય સ્વરૂપ આત્મા સિદ્ધ થાય છે.

"હું અમુક વસ્તુને જોઇને પછી અડયો" આવો

અનુભવ દરેક મનુષ્યને બહુધા થયા કરે છે. આ અનુભવ ઉપર વિચાર દ્રષ્ટિ ફેંકવાથી ચોખ્ખી રીતે જણાઇ આવે છે કે–તે વસ્તુને જોનાર અને અડનાર જૂદા નથી, કિન્તુ એકજ છે. એ એક કોણ? તે ચક્ષુ હોઈ શકે નહિ, કારણકે તેનું કામ સ્પર્શ કરવાનું નથી. તેમજ તે, સ્પર્શન ઇન્દ્રિય (ત્વચા) પણ કહી શકાય નહિ, કારણ કે તેનાથી જોવાનું બનતું નથી. આ હકીકતથી એ નિ:શંક સિદ્ધ થાય છે કે એક વસ્તુને જોનાર અને સ્પર્શ કરનાર જે એ એક છે, તે ઇન્દ્રિયોથી જૂદો આત્મા છે.

આત્મામાં કાળો, ધોળો, લીલો વગેરે કોઈ વર્ણ નથી; એથી બીજી વસ્તુઓની જેમ તે પ્રત્યક્ષ થઈ શકતો નથી. પ્રત્યક્ષ નહિ થવાથી તે વસ્તુ નથી, એમ માની શકાય નહિ, કેમકે પ્રત્યક્ષ પ્રમાણ સિવાય બીજા પ્રમાણો–અનુમાન આદિથી પણ વસ્તુસત્તા સ્વીકારાય છે. જેમકે પરમાણુઓ ચર્મચક્ષુથી દેખી શકાતા નથી, પરમાણુ હોવાની ખાત્રી માટે કોઈ પ્રત્યક્ષ પ્રમાણ નથી, છતાં અનુમાન પ્રમાણથી દરેક વિદ્વાન્ તેનો સ્વીકાર કરે છે. સ્થૂલકાર્યની ઉત્પત્તિ માટે સૂક્ષ્મ અણુઓ હોવાની સાબિતી અનુમાન પ્રમાણ ઉપર ટકેલી છે. આત્માના સંબંધમાં પણ સમજવાનું છે કે, જગતની અંદર કોઇ સુખી તો કોઈ દુ:ખી, કોઈ વિદ્વાન્ તો કોઈ મૂર્ખ, કોઈ રાજા તો કોઇ રંક, કોઈ શેઠ તો કોઈ નોકર, આવી રીતની અનન્ત વિચિત્રતાઓ અનુભવાય છે. આ વિલક્ષણતાઓ કારણ વગર સંભવે નહિ, એ અનુભવમાં ઉતરી શકે તેમ છે. હજાર પ્રયત્નો કરવા છતાં બુદ્ધિમાન્ મનુષ્યને પણ ઇષ્ટવસ્તુ પ્રાપ્ત થતી નથી, જ્યારે બીજા મનુષ્યને વગર પ્રયાસે મોઢામાં લાડવો

આવી પડે છે. આવી અનેકાનેક ઘટનાઓ આપણી નજર આગળ દેખાતી રહે છે; એક જ સ્ત્રીની કુક્ષિમાંથી એક સાથે ઉત્પન્ન થયેલ જોડલામાંનો-એક, મહાન્ વિદ્વાન્ નિવડે છે, જ્યારે બીજો જીંદગીભર મૂર્ખજ રહી જાય છે. તે આ બધી વિચિત્રતાઓનું કારણ શું ? આ ઘટનાઓ અનિયમિત હોય, એમ બની શકે નહિ, કોઈ નિયામક-પ્રયોજક હોવો જોઇએ. આ ઉપરથી તત્ત્વજ્ઞાની મહાત્માઓ કર્મની સત્તા સાબિત કરે છે, અને કર્મની સત્તાના આધારે આત્મા સ્વતઃ સિદ્ધ થાય છે; કારણ કે આત્માને સુખ-દુઃખ આપનાર કર્મસમૂહ આત્માની સાથે અનાદિકાલથી સંયુક્ત છે, અને એને લઇ આત્માનું સંસારમાં પરિભ્રમણ છે. કર્મ અને આત્માની ખાતરી થયેથી પરલોકની ખાતરી માટે કાંઈ બાકી રહેતું નથી. જેવાં શુભ યા અશુભ કાર્યો પ્રાણી કરે છે, તેવો પરલોક (પુનર્જન્મ) તેને પ્રાપ્ત થાય છે. જેવી શુભ યા અશુભ ક્રિયા કરવામાં આવે છે, તેવા પ્રકારની વાસના આત્મામાં સ્થપાય છે. આ વાસના શું છે? એક પ્રકારનો વિચિત્ર પરમાણુઓનો જથ્થો. એને જ બીજા શબ્દમાં "કર્મ" કહેવામાં આવે છે; એટલે કર્મ, એક પ્રકારના પરમાણુઓના સમૂહરૂપ છે. આવી રીતનાં નવાં નવાં કર્મો આત્માની સાથે જોડાતાં રહે છે અને જૂનાં જૂનાં કર્મો ખસતાં જાય છે. સારી યા ખરાબ ક્રિયાથી બંધાતા સારાં યા ખરાબ કર્મો પરલોક સુધી, અરે! અનેકાનેક જન્મો સુધી પણ આત્માની સાથે ફળ બતાવ્યા વગર સત્તામાં સંયુક્ત રહે છે, અને ફળવિપાકના ઉદય વખતે સારાં યા માઠાં ફલોનો અનુભવ કરાવે છે. ફલ-વિપાક ભોગવવાની જ્યાંસુધી અવધિ હોય, ત્યાંસુધી આત્મા તે ફલ અનુભવે છે, ત્યાર પછી તે કર્મ આત્માથી ખસી જાય છે.

ઉપર્યુક્ત યુક્તિ-પ્રમાણોદ્વારા અને "હું સુખી, હું દુઃખી" એવી-શરીરમાં નહિ, ઇન્દ્રિયોમાં નહિ, કિન્તુ હૃદયના ઉંડા પ્રદેશમાં એટલે અન્તરાત્મામાં સુસ્પષ્ટ અનુભવાતી લાગણી, જે પ્રત્યક્ષ પ્રમાણરૂપ છે, તેથી શરીર અને ઇન્દ્રિયોથી અલગ સ્વતંત્ર સ્વદ્રવ્ય જે જીવ-આત્મસત્તા નિઃસંદેહ સિદ્ધ થાય છે. એજ જીવાત્મા, જ્યારે અન્ય સ્વરૂપમાં રમણ કરે છે, ત્યારે અન્ય નામથી બોલાવાય છે.

શિષ્ય-હે ગુરૂદેવ! અન્ય નામ કેટલા છે, તે સમજાવવા કૃપા કરશો તો મહત્ ઉપકાર થશે.

ગુરૂદેવ-હે શિષ્ય! ભગવતીજી સૂત્રમાં અષ્ટ પ્રકારના આત્મા કહ્યા છે, તથા ગ્રંથાકારે ત્રણ પ્રકારે આત્મા કહેલ છે, તેનું હું તને યત્કિંચિત્ સ્વરૂપ કહું તે સાંભળ.

૧ દ્રવ્ય આત્મા, અસંખ્યાત પ્રદેશી, શુદ્ધ જીવ દ્રવ્ય સ્વગુણ પર્યાય સહિત સત્તા એ છે, તે શુદ્ધ દ્રવ્યાત્મા અને તેના જ્ઞાન, દર્શનાદિ ઉપયોગ વિપરિત તે અશુદ્ધ દ્રવ્યાત્મા.

૨ અનન્તાનુંબંધી આદિ સોલ કષાય, તથા હાસ્યાદિ નવ નોકષાયને વિષે પ્રવર્તમાન જીવને કષાયાત્મા કહે છે.

૩ મન, વચનાદિ યોગને વિષે પ્રવર્તમાન આત્માને યોગાત્મા કહે છે.

૪ જ્ઞાન અજ્ઞાનાદિ ઉપયોગી આત્મા તેને ઉપયોગાત્મા કહે છે.

૫ જીવાશ્રિત સચ્ચિદાનંદઘન જ્ઞાન સ્વરૂપે પ્રવર્તમાન આત્મા તેને જ્ઞાનાત્મા કહે છે.

૬ સમ્યક દષ્ટિ જીવ તેને દર્શનાત્મા કહે છે.

૭ સત્તાગત સ્વરૂપ રમણરૂપ સ્થિરતા ગુણે પ્રવર્તમાન આત્મા તેને ચારિત્રાત્મા કહે છે.

૮ મન, વચન અને કાયાદિના બળ પ્રાક્રમરૂપે વર્તે ત્યારે અશુદ્ધ વીર્યાત્મા કહીએ, પરન્તુ જ્યારે આત્મ સત્તાગત રહેલ અનન્ત શક્તિની સ્ફુરતિએ, શુદ્ધાત્મોપયોગે પ્રવૃત્તિ કરી, અનાદિ અનન્તકાલના કર્મમલને નિકંદન કરણ-રૂપ શક્તિની વ્યક્તિ તેને શુદ્ધ વીર્યાત્મા કહે છે. એ અષ્ટ આત્માનું સ્વરૂપ કહ્યું.

**હવે ત્રણ આત્માનું સ્વરૂપ કહે છે.**

૧ **બહિરાત્મા**—જે શરીર, કુટુંબ, માલ, ધન, ઘર, હાટ, પરિવાર, નગર, દેશ, રાગ-દ્વેષાદિ પ્રકૃતિપ્રેમ, તથા ઇન્દ્રિયલોલુપતા આદિ તથા અમુકને મેં માર્યો, મેં જીવાડયો, મેં સુખી કર્યો, મેં દુઃખી કર્યો, હું જ સર્વને આધારભૂતજ છું, સંસે વિમોહ પ્રમુખ, એ સર્વ પર હોવા છતાં, નિજ સ્વભાવ જાણે, તેહને બહિરાત્મા કહીએ. તેહને બહિર દૃષ્ટિ હોય અને તેવા જીવો પ્રથમ મિથ્યાત્વ ગુણ-સ્થાને હોય છે.

૨ **અંતરાત્મા**—પ્રથમ કર્મબંધાદિ કારણ જે પાંચ મિથ્યાત્વ, બાર અવિરતિ, પચવીસ કષાય, અને પનર જોગ, એ સતાવન હેતુ વડે કરી જીવ કર્મ ઉપાર્જન કરે છે, અને જ્યારે તે કર્મો ઉદય આવે છે ત્યારે ભોગવે છે, અને તે ભોગવતા થકા આર્ત રૌદ્ર ધ્યાન ધ્યાતા મોહનીય કર્મ ઉપાર્જે અને તે મોહનીય કર્મના ઉદયે દુઃખ પામે છે. એ સ્વરૂપને સમજનાર અંતરાત્મા સમજે કે—એ દુઃખ જે પ્રાપ્ત થયું છે તે કૃત કર્મને જોગે થયું છે ખરૂં પણ એ મારા

આત્માનો સ્વભાવ નથી, કદાચ જન્મ, જરા મર્ણના દુઃખ આવે, તો પણ એમજ ચિંતવે કે મારા આત્મ પ્રદેશને કાંઈ છેજ નહી તથા આત્મ પ્રદેશથી કાંઈ જતુંજ નથી. હું તો એ સર્વ વસ્તુથી ભિન્ન છું. અથવા કોઈ સમયે અલાભ થયો, તો એમ જાણે જે એ મોહીત વસ્તુથી સબંધ ટલ્યો, વેદનાદિ આવ્યે સમભાવ રાખે પણ પરભાવ જે પુદ્ગલાદિ છે તેથી હું ન્યારોજ છું. કદાચ સુપુદ્ગલનો સુસંયોગ પ્રાપ્ત થયો તો તેને છાંડવા ઇચ્છે. માત્ર પરમાત્મ સ્વરૂપ પ્રાપ્ત અર્થે સ્વાધ્યાય ધ્યાનાદિ વિશેષ કરે અને ક્ષણે ક્ષણે સુભાવના ભાવે. સંવરને જ આદરે, નિજ જ્ઞાન, દર્શન અને ચારિત્રમાંહીજ નિમગ્ન રહે તે અંતરાત્મા તે ચતુર્થ ગુણસ્થાનેથી તે બારમા ગુણસ્થાને વર્તતા જીવો સમજવા.

૩ **પરમાત્મા**—અંતરાત્માને ઓળખે તે પરમાત્મપદ પામે છે. પરમાત્મ સ્વરૂપઃ સાક્ષાત્ પોતાનું સ્વરૂપ દેખે. કર્મ કલંક રહિત તે પરમાત્મા તેરમે ચઉદમેં ગુણસ્થાને હોય તથા સિદ્ધ પણ જાણવા.

**જીવની મૂળ ઋદ્ધિ જે સત્ય દર્શન સત્યજ્ઞાન અને સત્ય ચારિત્ર એની પર્યાય સમજાવો.**

૧ **સમ્યકત્વના પર્યાય**—આસ્તા, શ્રદ્ધા, પ્રતિતી, નિર્ધાર, રૂચિ, અભિલાષ, બહુમાન, અર્થિપણુ, તત્ત્વઈહા, ગુણ અદ્ભુતતા, ગુણ ગુણી આશ્ચર્યતા, તદ્વિરહાર હાકારકતા, તત્ત્વાર્થ સદ્દહણા ઇત્યાદિ.

૨ **સમ્યક્ જ્ઞાનના પર્યાય**—અવલોકન, ભાસન, પરીચ્છેદન, વિવેચન, અમૂર્તિ ચેતનત્ત્વં, સર્વવેતા, અપ્રતિપાતિત્વં, નિરાવરણત્વં, જ્ઞાયકતા, સ્વરૂપ ઓલખાણ, સ્વરૂપાનુભવ, ઈત્યાદિ.

૩ **સમ્યક્ ચારિત્રના પર્યાય**—સ્થિરતા, તત્ત્વરમણ, નિશ્ચયત્વાનુ ભૂતિ, પરમ ક્ષમા, પરમ માર્દવ, પરમ આર્જવ, પરમ નિર્લોભતા, અકામતા, અનાસંગતા, સુખ, સ્વરૂપવિલાસ, ઠરણુતા, સંતોષ, સમતા, સ્વરૂપ સ્વાદતા, સ્વરૂપાનંદ સહજતા, સ્વાધિનતા ઇત્યાદિ.

## જીવના ગુણ અને પર્યાય.

જીવના ગુણ બે પ્રકારે, તે ૧ શુદ્ધ, અને ૨ અશુદ્ધ, જીવનો શુદ્ધ ગુણ, તે કૈવલ્યજ્ઞાનાદિ અનન્ત લક્ષ્મીરૂપ, પરમ શુદ્ધ ક્ષાયિક ભાવનો ગુણ તે; અને મતિજ્ઞાનાદિ દશ ભેદ, શુદ્ધાશુદ્ધ ક્ષયોપશમિક ભાવનો જે ગુણ, તે જીવનો અશુદ્ધ ગુણ જાણવો.

જીવના પર્યાય પણ બે ભેદે, તે એક વ્યંજન પર્યાય, અને બીજો અર્થ પર્યાય, તેમાં વ્યંજનપર્યાયના પણ બે ભેદ છે, તે એક શુદ્ધ, અને બીજો અશુદ્ધ. ત્યાં શુદ્ધ વ્યંજનપર્યાય, તે ચરમ શરીર પ્રમાણુ કિંચિત્ ઉણી અવગાહનાવંત સિદ્ધાવસ્થાવંત તે શુદ્ધ વ્યંજન પર્યાયવંત જીવ જાણવા; અને નરકાદિ ચતુર્ગતિ રૂપ, અશુદ્ધ વ્યંજન પર્યાય જાણવા.

અર્થ પર્યાયના પણ બે ભેદ, તે એક શુદ્ધ અને બીજો અશુદ્ધ. ત્યાં આપણી ગુણ શ્રેણિ મધ્યે ષડ્ ગુણ હાની વૃદ્ધિ રૂપ અગુરૂ લઘુ પર્યાય, તે શુદ્ધ અર્થ પર્યાય, અને મતિજ્ઞાનાદિ અવલોકન અવસ્થિત એક અક્ષરને અનંતમે ભાગે પર્યાય રૂપ જે જ્ઞાનાદિ ચેતના ઉપયોગ સ્થિતિ, તે અશુદ્ધ પર્યાય જાણવો. તથા ઉત્પાદ, વ્યય અને ધ્રુવ રૂપ જીવના શુદ્ધાશુદ્ધ દ્રવ્ય, ગુણ, પર્યાય જાણવા, જેમ મતિજ્ઞાન ઉપયોગનો

વ્યય, શ્રુત જ્ઞાનોપયોગનો ઉત્પાદ, અને જ્ઞાન ગુણ ધ્રુવ, તે શુદ્ધ ભેદ; તથા મનુષ્યગતિનો વ્યય, દેવગતિનો ઉત્પાદ અને જીવ દ્રવ્ય તો શાશ્વત ધ્રુવ રૂપે છે, તે અશુદ્ધ ભેદ જાણવો. ઇતિ ચૈતન્ય સ્વરૂપાધિકાર.

ચૈતન્યને જડનો અનાદિ સંબંધ છે, માટે "જડ" સ્વરૂપ કહે છે.

## જડ (અજીવ) નું સ્વરૂપ.

ચૈતન્યરહિત—જડ પદાર્થોને અજીવ કહેવામાં આવે છે; અજીવના પાંચ ભેદો પાડવામાં આવ્યા છે—ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ અને કાલ.

આ સ્થળે ધર્મ અને અધર્મ એ બે પદાર્થો પુણ્ય—પાપ-રૂપ સમજવાના નથી, કિંતુ એ નામના બે પદાર્થો આખા લોકમાં આકાશની પેઠે વ્યાપક અને અરૂપી છે. આ બે પદાર્થો અન્ય દર્શનોના વિદ્વાનોને નવા જેવા લાગે તે સ્વાભાવિક છે, પણ જૈન શાસ્ત્રોમાં એ વિષે વિશેષ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જેમ આકાશને અવકાશ દેનાર તરીકે સર્વ વિદ્વાનો માને છે, તેમ આ બે પદાર્થો પણ ઉપયોગી બતાવવામાં આવ્યા છે.

**ધર્મ**—ગમન કરતા પ્રાણીઓ અને ગતિ કરતી જડ વસ્તુઓને સહાયતા કરનાર "ધર્મ" પદાર્થ છે. પાણીમાં ફરતાં માછલાઓને મદદ કરનાર જેમ પાણી છે, તેમ જડ અને જીવોની ગતિ થવામાં પણ નિમિત્ત કારણ માનવું એ ન્યાયસર છે, અને એ નિમિત્ત કારણ "ધર્મ" છે. અવકાશ મેળવવામાં આકાશને સહાયભૂત માનવામાં આવે છે, તેવી

રીતે, ગતિ કરવામાં પણ સહાયભૂત તરીકે "ધર્મ" નામક પદાર્થ માનવામાં આવે છે.

**અધર્મ**—"અધર્મ" પદાર્થનો ઉપયોગ સ્થિતિ કરતા જડ અને જીવોને સહાયક થવું, એ છે. ગતિ કરવામાં સહાયક જેમ ધર્મ છે, તેમ સ્થિતિ થવામાં પણ સહાયક કોઈ પદાર્થ હોવો જોઇએ, એ ન્યાયથી "અધર્મ" પદાર્થ સિદ્ધ થાય છે. વૃક્ષની છાયા, જેમ સ્થિતિ કરવામાં નિમિત્ત બને છે, તેમ જડ અને જીવોની સ્થિતિમાં "અધર્મ" પદાર્થ નિમિત્ત છે.

હાલવું–ચાલવું અને સ્થિત થવું, એમાં સ્વતંત્ર કર્ત્તા તો જીવ અને જડ પદાર્થો પોતેજ છે. પોતાનાજ વ્યાપારથી તેઓ હાલે ચાલે છે અને સ્થિત થાય છે; પરન્તુ એમાં મદદગાર તરીકે કોઈ અન્ય શક્તિની અપેક્ષા અવશ્ય હોવી જોઇએ, એમ વર્તમાન વૈજ્ઞાનિકોનું પણ માનવું છે, જ્યારે મહાવીર પરમાત્મા એ સંબંધમાં ધર્મ અને અધર્મ એવા બે પદાર્થોને સિદ્ધાન્તમાં કહેલ છે.

**આકાશ:**—આકાશ પદાર્થ પ્રસિદ્ધ છે. દિશાનો પણ આકાશમાંજ સમાવેશ છે. લોક સંબંધી આકાશને લોકાકાશ અને અલોક સંબંધી આકાશને અલોકાકાશ કહેવામાં આવે છે. આ લોક અને અલોકને વિભાગ પાડવામાં ખાસ કારણ કોઈ હોય તો, ઉપર બતાવેલા ધર્મ અને અધર્મ પદાર્થો છે. ઉંચે, નીચે અને આજુબાજુએ જ્યાં સુધી ધર્મ અને અધર્મ પદાર્થો સ્થિત છે, ત્યાં સુધીની હદને "લોક" સંજ્ઞા આપી છે, અને લોકની બહારનો પ્રદેશ, અલોક કહેવાય છે. આ બે પદાર્થોને લઇનેજ લોકમાં જડ અને જીવોની ક્રિયા

થઈ રહી છે. અલોકમાં આ બે પદાર્થો નહિ હોવાથી ત્યાં એક પરમાણુ અથવા એક પણ જીવ નથી એનું કારણ, અ-લોકમાં ધર્મ અને અધર્મના અભાવ સિવાય બીજું કશું નથી. ત્યારે અલોકમાં શું છે? કાંઈ નથી, એ કેવલ આકાશ રૂપ છે. જે આકાશમાંના કોઇપણ પ્રદેશમાં પરમાણુ, જીવ કે કોઇપણ બીજી ચીજ નથી, એવો શુદ્ધ માત્ર આકાશ, એ અલોક છે.

ઉપર કહ્યા પ્રમાણે ધર્મ અને અધર્મ પદાર્થ દ્વારા લોક અને અલોકની સિદ્ધિ થવામાં એક પ્રમાણ સમજી શકાય તેવું છે. તે એ છે કે સર્વ કર્મોનો ક્ષય થવાથી આત્મા ઉંચ ગતિ પામે છે, એમ જ્ઞાતાજી સૂત્રમાં કહેલ છે, એ વિષે તુંબડીનું ઉદાહરણ અપાય છે. જેમ પાણીમાં રહેલી માટીના લેપવાળી તુંબડી, તેના ઉપરનો સઘળો મેલ નીકળી જવાથી એકદમ પાણી ઉપર આવી જાય છે, તે પ્રમાણે આત્મા ઉપરનો કર્મ રૂપ સઘળો મેલ દૂર થવાથી સ્વતઃ—સ્વભાવતઃ આત્મા ઉર્ધ્વ ગતિ કરે છે—ઉપર જાય છે. પરન્તુ તે ઉર્ધ્વ ગતિ ક્યાં સુધી થતી રહે—ક્યાં જઇને અટકે, આ ખાસ વિચારવાનું સ્થાન છે. આ વિચારનો નિવેડો ધર્મ અને અધર્મ પદાર્થ દ્વારા લોક અને અલોકનો વિભાગ માન્યા સિવાય કોઈ રીતે થઈ શકે તેમ નથી. ગતિ થવામાં સહા-યક ધર્મ પદાર્થ, ઉંચે જ્યાં સુધી છે, ત્યાં સુધીના લોકના અગ્ર ભાગે કર્મ રહિત થયેલ આત્માની ગતિ અટકી જાય છે અને ત્યાંજ તે અવસ્થિત થાય છે. ત્યાંથી આગળ અલોકમાં "ધર્મ" પદાર્થના અભાવે તેની ગતિ થઈ શકતી નથી. જો ધર્મ—અધર્મ પદાર્થો ન હોય અને તેથી કરી લોક—અલોકનો થતો વિભાગ ન હોય, તો કર્મ રહિત બનેલ

આત્મા ઉંચે જતો ક્યાં અટકશે-ક્યાં અવસ્થિત થશે, એ ઉભી થતી ગુંચવણ મટે તેવી નથી.

**પુદ્ગલ**-પરમાણુથી લઈ ઘટ, પટ આદિ સ્થૂલ-અતિસ્થૂલ તમામ રૂપી પદાર્થોને "પુદ્ગલ" સંજ્ઞા આપી છે. "**પૂર**" અને "**गल्**" એ બે ધાતુઓના સંયોગથી "પુદ્ગલ" શબ્દ બન્યો છે. "**પૂર**" નો અર્થ પૂરણ થવું અર્થાત્ મળવું, અને "**गल्**"નો અર્થ ગળવું અર્થાત્ ખરી પડવું-જૂદું પડવું એવો થાય છે. આ હકીકત આપણા શરીરમાં અને બીજી વસ્તુઓમાં પ્રત્યક્ષ અનુભવાય છે; અર્થાત્ પરમાણુવાળા નાના મોટા દરેક પદાર્થમાં પરમાણુઓનો વધારો ઘટાડો થયા કરે છે. એકલા પરમાણુને પણ સ્થૂલ પદાર્થ સાથે મળવાનું કે તેનાથી જૂદું પડવાનું હોવાથી પુદ્ગલ સંજ્ઞા અર્થ યુક્ત ઘટી શકે છે.

**કાલ**—કાલ દરેકના જાણવામાં છે. નવી વસ્તુ પુરાણી થાય છે, પુરાણી વસ્તુ જીર્ણ થાય છે. બાલ તરૂણ થાય છે, તરૂણ વૃદ્ધ થાય છે. ભવિષ્યમાં થનારી વસ્તુ વર્તમાન થાય છે અને વર્તમાન વસ્તુ, ભૂત કાલના પ્રવાહમાં પ્રવાહિત થાય છે. આ બધી કાલની ગતિ છે.

**પ્રદેશ**-ઉપર બતાવેલા ધર્મ, અધર્મ, આકાશ અને પુદ્ગલ એ ચાર જડ પદાર્થો અને આત્મા, એ અનેક પ્રદેશ-વાળો છે. પ્રદેશ એટલે સૂક્ષ્મ (સૂક્ષ્મમાં સૂક્ષ્મ) અંશ, ઘટ, પટ આદિ પદાર્થોના સૂક્ષ્મ અંશો પરમાણુ છે, એ તો સહુ કોઈ સમજે છે-અને એ પરમાણુઓ જ્યાં સુધી સાથે લાગેલા હોય-અવયવી સાથે સંબદ્ધ હોય ત્યાં સુધી તેનો "પ્રદેશ" નામથી વ્યવહાર થાય છે, અને અવયવથી છૂટા

પડ્યા પછી–એકેક જૂદા જૂદા થઈ ગયા પછી તે "પરમાણુ" નામથી બોલાવાય છે–પરન્તુ ધર્મ, અધર્મ, આકાશ અને આત્મા એ ચાર અરૂપી પદાર્થોના પ્રદેશો તો વિલક્ષણ પ્રકારના છે. એ પરદેશો પરસ્પર ઘનીભૂત–તદ્દન એકીભૂત છે. ઘડાના પ્રદેશો–સૂક્ષ્મ અંશો ઘડાથી જૂદા પડે છે, તેમ ધર્મ અધર્મ આકાશ અને આત્માના પ્રદેશો એક બીજાથી જૂદા પડી શકે જ નહિ.

**અસ્તિકાય**–આત્મા, ધર્મ અને અધર્મ એ ત્રણના અસંખ્યાત પ્રદેશો છે. આકાશ, અનન્ત પ્રદેશવાળું છે. લોક સંબંધી આકાશ, અસંખ્યાત પ્રદેશવાળું અને અલોક સંબંધી આકાશ અનન્ત પ્રદેશવાળું છે. પુદ્ગલનાં સંખ્યાત, અસંખ્યાત અને અનન્ત પ્રદેશો હોય છે. આવી રીતે પ્રદેશ-યુક્ત હોવાથી એ પાંચ "અસ્તિકાય" કહેવાય છે.

"અસ્તિકાય" શબ્દનો અર્થ–"અસ્તિ" એટલે પ્રદેશ અને "કાય" એટલે સમૂહ, અર્થાત્ પ્રદેશસમૂહથી યુક્ત–એવો થાય છે. ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ અને જીવની સાથે "અસ્તિકાય" શબ્દ જોડી "ધર્માસ્તિકાય" "અધર્માસ્તિકાય" "આકાશાસ્તિકાય" "પુદ્ગલાસ્તિકાય" "જીવાસ્તિકાય" એ પ્રમાણે બોલવાનો વ્યવહાર અધિક છે.

કાલને પ્રદેશ નહિ હોવાથી તે "અસ્તિકાય" કહેવાય નહિ. ગયો સમય નષ્ટ થયો, અને ભવિષ્ય સમય અત્યારે અસત્ છે. ત્યારે ચાલુ સમય એટલે વર્તમાન ક્ષણ, એ જ સદ્ભૂત કાલ છે. મૂહૂર્ત, દિવસ, રાત્રિ, મહિના, વર્ષ એ બધા જે કાલના વિભાગો પડ્યા છે, તે અસદ્ભુત ક્ષણોને બુદ્ધિમાં એકત્રિત કરીને પાડવામાં આવ્યા છે. આ ઉપરથી

જોઇ શકાય છે કે એક ક્ષણુ માત્ર કાલમાં પ્રદેશની કલ્પના હોઇ શકે નહિ. ઉપર બતાવેલા પાંચ અસ્તિકાયો અને કાલ એ ષડ (૬) દ્રવ્યો છે. જે જૈન દર્શન પરથી લીધેલ છે.

**પુદ્ગલ દ્રવ્યના ગુણ પર્યાય**–પુદ્ગલ દ્રવ્ય જે છે તેના બે ભેદ છે, તે એક શુદ્ધ અને બીજો અશુદ્ધ. તેમાં શુદ્ધ દ્રવ્ય જે આકાશ પ્રદેશે રહેલ, અવિભાગી, અચ્છેદ, અભેદરૂપ પરમાણુઓ જે છે તે; અને અશુદ્ધ પુદ્ગલ દ્રવ્ય તે દ્વયણુક, ત્ર્યણુકાદિ પરમાણુઓના બનેલા સ્કંધો તે જાણવા.

પૌદ્ગલિ ગુણ પણ બે પ્રકારે છે, તે એક શુદ્ધ અને બીજો અશુદ્ધ. ત્યાં શુદ્ધ તે નિર્વિભાગી વીસ ગુણયુક્ત પુદ્ગલ દ્રવ્ય જે છે તે ગુણ જાણવો; અને વીસ ગુણાદિ સહિત અનન્ત ગુણ મિશ્રિત જે દ્વયણુકાદિ, સ્કંધરૂપ મુખ્ય ગમન રૂપાન્તર ગુણની ગૌણતા, અને સત્તાગુણની મુખ્યતા તેને અશુદ્ધ પુદ્ગલ ગુણ કહેલ છે.

પુદ્ગલ પર્યાય પણ શુદ્ધ અને અશુદ્ધ એમ બે ભેદે છે, તે પણ વ્યંજન અને અર્થના ભેદે દ્વીવિધ છે, ત્યાં શુદ્ધ આકાશ પ્રદેશે અવિભાગી ષડ ગુણ હાની વૃદ્ધિ રૂપ શુદ્ધ પરમાણુ પર્યાય તે, અને અશુદ્ધ વ્યંજન પર્યાય, તે સ્થૂલ, સૂક્ષ્મ પરિણામ રૂપ, દ્વયણુકાદિ સ્કંધ પર્યાય તે; વળી શુદ્ધ અર્થ પર્યાય, તે પોતાની ગુણ શ્રેણિ મધ્યે ષટ્ ગુણ હાની વૃદ્ધિ રૂપ, પરિણમન પર્યાય તે, તથા અશુદ્ધ અર્થ પર્યાય, તે દ્વયણુકાદિ સ્કંધ રૂપ ગુણ, વિગતિ, તીવ્ર મન્દ તરતમ્ય ભેદે પરિણમન પર્યાય તે; જેમ પૂર્વ સ્કંધનો વ્યય, વર્તમાનનો ઉત્પાદ અને પુદ્ગલ દ્રવ્ય શાશ્વતઃ યથા દૃષ્ટાન્તેઃ જેમ સોનાનો કંદોરો ભાંગીને કડા કરાવ્યા, ત્યાં

કંદોરાનો વ્યય, ને કડાનો ઉત્પાદ, અને સોનું તે ધ્રુવ સત્તા-એ છે, એ રીતે દ્રવ્ય, ગુણ અને પર્યાય સમજવા.

## ધર્માસ્તિકાયના દ્રવ્ય, ગુણ, પર્યાય.

**ધર્માસ્તિકાય**–શુદ્ધ દ્રવ્ય લોક પ્રમાણ, અસંખ્યાત પ્રદેશી, અખંડ એક આકૃતિ રૂપ, અરૂપી, શુદ્ધ વ્યંજન પર્યાય રૂપ ધર્માસ્તિકાય દ્રવ્ય તથા પોતાની ગુણ શ્રેણિ મધ્યે ષટ્ ગુણ હાની વૃદ્ધિ રૂપ પરિણમન કરે તે શુદ્ધ અર્થ પર્યાય ધર્માસ્તિકાય કહેવાય છે. ગુણ તે જીવ, પુદ્ગલને ગતિ સહાયક રૂપ, અને જેમ ચલણ ગતિનો ઉત્પાદ, સ્થિતિનો વ્યય અને દ્રવ્ય સત્તા ધ્રુવ શાશ્વત જાણવી. તેમ ઉત્પાદ, વ્યય રૂપ ષટ્ ગુણ હાની વૃદ્ધિ પર્યાય જાણવા.

**અધર્માસ્તિકાય**–અધર્મનો ગુણ જે જીવ, પુદ્ગલને સ્થિતિ સહાયક, અસંખ્યાત પ્રદેશી, લોક પ્રમાણ, અખંડ, ષટ્ ગુણ હાની વૃદ્ધિ રૂપ પરિણમન તે શુદ્ધ પર્યાય. ત્યાં અખંડ આકૃતિ રૂપ શુદ્ધ વ્યંજન પર્યાય જાણવો, અને જ્યાં ષટ્ ગુણ હાનિ વૃદ્ધિ કરે, ત્યાં શુદ્ધ અર્થ પર્યાય જાણવો. જેમ સ્થિતિનો ઉત્પાદ, ગતિનો વ્યય અને દ્રવ્ય સત્તા ધ્રુવ જાણવી.

**આકાશ દ્રવ્યનો**–ગુણ અવકાશદાન લક્ષણ, લોકાલોક પ્રમાણ, અનન્તપ્રદેશી, ઘટાકાશનો ઉત્પાદ, પૂર્વ ઘટાકાશનો વ્યય, અને દ્રવ્ય સત્તા ધ્રુવ જાણવી. તથા લોકાલોક પ્રમાણ અખંડ આકૃતિ રૂપ શુદ્ધ વ્યંજન પર્યાય, અને ષટ્ ગુણ હાની વૃદ્ધિ કરે ત્યાં શુદ્ધ અર્થ પર્યાય જાણવો.

**કાલદ્રવ્યનો**–ગુણ વર્તના લક્ષણ, પાંચે દ્રવ્યપ્રત્યે વર્તતો પર્યાય તે સર્વ દ્રવ્યનો પર્યાય, અસંખ્યાત લોક

પ્રમાણ શુદ્ધ પર્યાય કહીયે. વર્તમાન સમયનો વ્યય, અનાગત સમયનો ઉત્પાદ, અને દ્રવ્ય સત્તા ધ્રૂવ, ઉપચારે એક કાલદ્રવ્ય તે શુદ્ધ વ્યંજનપર્યાય પર ઉપર પ્રવર્ત છે માટે સમજવું.

ઉપરોક્ત ષટ્ દ્રવ્યનું કિંચિત્ સ્વરૂપ કહ્યું તેમાં જીવ, અને અજીવ (જડ) પરિણામી અને બાકીના ચાર અપરિણામી છે. તેટલા માટે જીવ અને જડ–અજીવ–પુદ્ગલનો અનાદિ સબંધ છે. (માટીમાં રહેલ સોનારૂપ) તેમાંથી અજીવને જૂદો પાડવા અર્થે પ્રથમ સૂક્ષ્મમાં સૂક્ષ્મ એવા જે પરમાણુઓ કર્મરૂપે જીવને વલગ્યા છે, તે સમજવા અર્થે જીવના જે અસંખ્યાત પ્રદેશ, તે માંહેના પ્રત્યેક પ્રદેશે અનન્ત કર્મ પરમાણુ વલગ્યા છે, તે સ્વરૂપ કહે છે. કારણકે જીવ કરતા કર્મ અનન્તગુણા છે તે શા રીતે હશે? તે કહે છે.

## સૂક્ષ્મમાં સૂક્ષ્મ ચૈતન્ય સાથે અનાદિ સંબંધ ધરાવતા જડનું સ્વરૂપ.

**શિષ્ય**—હે ગુરૂદેવ! ષડ્ દ્રવ્ય મધ્યે ક્ષેત્ર અને ક્ષેત્રી કયાં કયાં?

**ગુરૂ**—હે શિષ્ય, છ દ્રવ્યમાં એક આકાશદ્રવ્ય ક્ષેત્ર છે અને બાકીના પાંચ દ્રવ્ય જે ધર્મ, અધર્મ, કાલ, પુદ્ગલ અને જીવ, એ ક્ષેત્રી જાણવા.

**શિષ્ય**—હે ગુરૂદેવ, એ પાંચ દ્રવ્યો, એક જ ક્ષેત્ર જે આકાશ તે પર કેવી રીતે રહ્યા?

**ગુરૂ**—હે શિષ્ય! એક આકાશ દ્રવ્ય મધ્યે પાંચ દ્રવ્ય

રહ્યા છે, તે સમજાવવા અને જ્ઞાની પુરૂષે સુગમ્યતાથી, સમજાય, તે માટે અસત્ કલ્પનાની ઘટના કરી સમજાવેલ છે, તે હું તને સમજાવું તે સાંભળ.

ગુરૂ—હે શિષ્ય ! ઝીણામાં ઝીણો માથાનો એક વાળ ગ્રહણ કરીને તેના ખંડ–કટકા (ભાગ) એવા કરીએ કે એક ખંડના બે ખંડ ન થાય, એવાં સૂક્ષ્મ ખંડ પ્રમાણે આકાશ ક્ષેત્ર લઇએ, તેટલાં ક્ષેત્રમાં—આકાશના અસંખ્યાતા પ્રદેશ રહ્યા છે, અને તેટલા તેહીજ ક્ષેત્રમાં ધર્માસ્તિકાયના અસંખ્યાત પ્રદેશ રહ્યા છે, તથા અધર્માસ્તિકાયના પણ અસંખ્યાત પ્રદેશ રહ્યા છે, અને નિગોદિયા ગોળા પણ અસંખ્યાત રહ્યા છે, તે સર્વને સ્થાપી રાખી, તે અસંખ્યાત નિગોદ ગોળા માંહેથી એકજ ગોળો લઇએ, તે એક ગોળામાં અસંખ્યાતી નિગોદ રહી છે, તે અસંખ્યાતી નિગોદને સ્થાપી, તે માંહેથી એક નિગોદ લઇએ, તે એક નિગોદમાં પણ અનન્તા જીવ રહ્યા છે. તે જીવો કેટલા ? તો તેની ગણતરી બતાવે છે. ગયોકાલ અનન્તો, અને આવતો કાલ પણ અનન્તો છેડા રહીત છે, તે ભૂતકાલ અને ભવિષ્યકાલના જેટલા સમય થાય, તેની સાથે વર્તમાન કાલનો એક સમય પણ ગણવો, એટલે અતીત, અનાગત અને વર્તમાન કાલના જેટલા સમય થાય, તે સર્વને અનન્તગુણા કરીએ, એટલા જીવ, એક નિગોદમાં રહ્યા છે. તે સર્વ જીવને પડયા મૂકીને તે માંહેથી માત્ર એકજ જીવ લહીએ, તે એક જીવના અસંખ્યાતા પ્રદેશ છે. તે મધ્યે પ્રત્યેક પ્રત્યેક પ્રદેશે અનન્તી કર્મની વર્ગણાઓ લાગી છે. તે સર્વ વર્ગણાઓ પડતી મુકીને, તે માંહેથી એક વર્ગણા લઈએ, તે એક વર્ગણામાં અનેક પુદ્ગલ પરમાણુઓ રહ્યા છે, તે સ્વરૂપ હવે સાંભળ :

પ્રથમ પરમાણુઆના બે ભેદ છે. એક છુટાપરમાણુ અને બીજા ખંધના. વળી સ્કંધના બે ભેદ છે. એક જીવ સહીત ખંધ, અને બીજા જીવ રહીત ખંધ. તે ઘટ-પટ દંડ પ્રમુખ અજીવ ખંધ જાણવા, તેમાં જીવ સહિત સ્કંધનો વિચાર કહે છે.

બે પરમાણુઓ ભેળા થાય તે વારે દ્વયણુક ખંધ કહેવાય છે, ત્રણ પરમાણુઆ એકઠા મળે તે વારે ત્ર્યણુકણુક સ્કંધ કહેવાય છે. એમ ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, દશ જાવત્ સંખ્યાતા પરમાણુઆ એકઠા મળે ત્યારે સંખ્યાતાણુક ખંધ કહેવાય છે, એમ અસંખ્યાતા પરમાણુઆઓ ભેગા થાય; ત્યારે અસંખ્યાતાણુક ખંધ કહેવાય છે. એટલા પરમાણુઆના ખંધ થાય ત્યાં સુધીના ખંધ તે સર્વ જીવને ગ્રહણ કરવા યોગ્ય થતા નથી-એટલે એટલા પરમાણુઆના ખંધને કોઇ જીવ ગ્રહણ કરી શકતો નથી, પરન્તુ પન્નવણાજી સૂત્રના ત્રીજા પદમાં અઠાણું બોલનો બાસઠીયો કહેલ છે, તે માંહે અભવ્ય રાશીના જીવ, ચુમ્મોત્તરમે બોલે છે, તે થકી અનન્તગુણાધિક પરમાણુઆ જ્યારે ભેળા થાય ત્યારે આદારિક શરીરને લેવા યોગ્ય વર્ગણા થાય, તે ઔદારિકની વર્ગણાથી અનન્ત ગુણાધિક દલીઆં જ્યારે ભેળાં થાય તેવારે વૈક્રિય શરીરને લેવા યોગ્ય વર્ગણા થાય છે. વૈક્રિયની વર્ગણાથી અનંતગુણાધિક દલીયાં જે વારે ભેળાં થાય, તે વારે આહારક શરીરને લેવા યોગ્ય વર્ગણા થાય છે, અને આહારકની વર્ગણાથી અનંતગુણાધિક દલીયાં જ્યારે એકઠા મળે ત્યારે તૈજસ શરીરને લેવા યોગ્ય વર્ગણા થાય છે. તૈજસની વર્ગણાથી અનંતગુણાધિક દલીયાં જે વારે ભેળાં થાય,

તે વારે એક ભાષાને લેવા યોગ્ય વર્ગણા થાય છે. ભાષાની વર્ગણાથી અનન્તગુણાધિક દલીયાં ભેગા થાય તે વારે એક શ્વાસોશ્વાસને લેવા યોગ્ય વર્ગણા થાય છે. તે શ્વાસોશ્વાસની વર્ગણાથી, જે વારે અનંતગુણાધિક દલીયાં ભેગાં થાય, તે વારે એક મનને લેવા યોગ્ય વર્ગણા થાય છે. એ સાતમી મનોવર્ગણા થકી પણ આઠમી કાર્મણ વર્ગણામાં અનન્તગુણાધિક પરમાણુઆેના સ્કંધ જાણવા.

એવી જીવને રાગદ્વેષની અશુદ્ધતાથી અનન્તકર્મની વર્ગણાઓ સૂક્ષ્મમાં સૂક્ષ્મ, એક આત્મપ્રદેશે લાગી છે. તેથી જીવના જ્ઞાનાદિક ગુણો અવરાઈ ગયા છે. માટે જીવ થકી પુદ્દગલ દ્રવ્ય અનન્તગુણા શ્રીવીરપરમાત્માદિ અનંત તીર્થંકરે કહેલ છે. તે પુદ્દગલ રૂપી છે, અચેતન છે, સક્રિય છે, પૂરણ ગલત છે, જીવે અનન્તિ પુદ્દગલ પરમાણુઆરૂપી એઠ વારંવાર ગ્રહણ કરી, તોપણ તેથી તૃપ્તિ પામતો નથી. પારકી વસ્તુ પોતાની માની બેઠો છે. અહો જીવદ્રવ્ય અનંત-શક્તિવાળું છે, તેને પુદ્દગલ દ્રવ્યે પોતાના કબજામાં લીધું છે, તેને સંગે રાચી રહ્યો છે. માટે પરવસ્તુ ઉપરથી મોહ ઉતારવો, અને પુદ્દગલદ્રવ્ય અન્ય વસ્તુ જાણી તેનાથી દૂર રહેવું એજ શાસ્ત્રનો સાર છે.

પૂર્વે કહેલી અષ્ટ વર્ગણા જીવને અનાદિકાલથી લાગી છે. ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ એ ચાર વર્ગણા બાદર છે, તેમાં પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, અને આઠ સ્પર્શ, એ વીશ ગુણ જાણવા. બાકીની ચાર વર્ગણા સૂક્ષ્મ છે. તેમાં સોલ ગુણ છે. તથા એક પરમાણુઆમાં એક વર્ણ, એક ગંધ, એક રસ અને બે સ્પર્શ મળી પાંચ ગુણ છે. તે પરમાણુઆ વધશે ઘટશે નહિ. સદાકાલ

જેટલા છે તેટલાને તેટલા રહેવાના, પરન્તુ પરમામલતા પર્યાયનો પલટો તો થાય પણ જ્યારે છુટો પડે ત્યારે સ્વ-સરૂપે પરમાણુઓ રહેવાનો. એ પ્રકારે જીવની તથા અજીવ જડ-પુદ્ગલની વ્હેંચણ કરતાં, ધારતા, વિચારતા, સ્વદ્રવ્ય જે આત્મા તેને શોધી શકાય છે. અને જ્યારે આત્માને શોધી તેનો અનુભવ મેળવતા સમ્યક્ની તુર્તજ પ્રાપ્તિ થાય છે. તેટલા માટે શ્રી **વીર**પરમાત્માએ, શ્રી **ભગ**વતીજી સૂત્રના પ્રથમ શતકના નવમાં ઉદ્દેશામાં **કાલાસવેસી** અણગારે-પુછેલા બાર પ્રશ્નો, જેનો ઉત્તર સ્થિવિર ભગવંતે આપ્યો, જેમાં **વિવેક**ને આત્મા કહીને બોલાવ્યો. વિવેક-એટલે "**સ્વ**" અને "**પર**" ની વ્હેંચણ કરે તેજ આત્મા, આત્માને ઓળખી, પર જે પુદ્ગલને છાંડી મોક્ષ મેળવી શકે? માટે ચૈતન્ય, જડનું સ્વરૂપ સમજી, જડથી ચેતન્યને ન્યારો નિરખવા પ્રયત્ન કરજે. તેમાં પણ પ્રથમ રાગદ્વેષને ઓળખજે. **રાગના પર્યાયવાચી નામો**—ઈચ્છા મૂર્ચ્છા, કામ, સ્નેહ, ગૃદ્ધતા, મમત્વ, અભિનંદન, અને અભિલાષ; એવા અનેક રાગના પર્યાયવચનો છે.

**દ્વેષના પર્યાયવાચી નામો**—ઈર્ષ્યા, રોષ દોષ, દ્વેષ, પરિવાદ, મત્સર, અસૂયા, વૈર, પ્રચંડન એ આદિ અનેક દ્વેષના પર્યાય વચન છે.

**રાગ-દ્વેષ તે કર્મજનિત છે કે જીવજનિત ?**

એક દેશે શુદ્ધ નિશ્ચયનયે તો તે કર્મજનિત છે, અને અશુદ્ધ નિશ્ચયનયે જીવજનિત છે. પરન્તુ વાસ્તવિક રીતે વસ્તુગતે જોતા રાગ-દ્વેષ એ નથી પુદ્ગલનો સ્વભાવ, કે નથી જીવનો સ્વભાવ પણ એના સંયોગીક ભાવથી એક નવીન વર્ણશંકર ઉત્પતિ છે, તેથીજ જીવ, રાગ-દ્વેષી બની

જાય છે, અને પછી બાળલીલાવંત ભવનાટયકને વિષે મગ્ન થઈ, ભવાટવીમાં ભમ્યા કરે છે.

પુદ્‌ગલ પરમાણુઆમાં વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શનો ગુણ છે, તો તેમાં શબ્દ ગુણ તે કયાંથી આવ્યો ? કારણકે—શક્તિ હોય તેની વ્યક્તિ સંભવે છે, પણ આંહીયાતો શક્તિરૂપેજ પરમાણુઆમાં શબ્દ ગુણ દેખાતો નથી, છતાં શબ્દવડેજ કાને સાંભળીએ છીએ; તો તે જીવનો ગુણ છે કે પુદ્‌ગલનો ? હે શિષ્ય ! તેનું સમાધાન સાંભળ ! પરમાણુમાં બે સ્પર્શ છે. કર્મ વર્ગણામાં ચાર સ્પર્શ છે, તે શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને લુખો, અને ઔદારિકાદિ શરીરમાં આઠે સ્પર્શ છે; તો બીજા ચાર સ્પર્શ જે હલકો, ભારે, સુંહાળો અને ખરબચડો એ કયાંથી આવ્યા ? તેનો ઉત્તર જે સંબંધ બે પ્રકારના છે—તે ૧. સમવાય સંબંધ, અને ૨. સંયોગ સંબંધ ત્યાં સમવાયસંબંધ એટલે સહચારી વસ્તુ ગુણ, પર્યાયાદિ જેમ પટ્ મધ્યે કહેલ છે, તેમ જાણવો અને સંયોગસંબંધ તે ઘણા ભિન્ન ભિન્ન પુદ્‌ગલો એકઠા મળ્યે થકે, પ્રયોગે અપર નવીન ગુણ કે ભાવ પ્રગટે તે જેવી રીતે ખારાની સાથે હળદરનો સંયોગ થયે, રતાશ (કંકુ) ગુણ નિપજે, તેવી રીતે આત્મા અને પુદ્‌ગલને સંયોગે શબ્દ નામે ગુણ પ્રગટયો સાંભળવામાં આવ્યો, ઉપરના ન્યાયે સમજવું. કારણકે—વર્ણાદિ ગુણવાળા કર્મ પરમાણુમાં ચાર સ્પર્શ સમવાય સંબંધે પુદ્‌ગલાશ્રિત હતા જ, અને પછી જીવ શરીરાદિક સંયોગ સંબંધે આઠ સ્પર્શ નીપન્યા, તેવીજ રીતે રાગદ્વેષાદિ સર્વ કર્મ પ્રકૃતિઓ નવીન વર્ણશંકર ઉત્પન્ન થાય છે, અને પછી આત્મીકગુણને દબાવી નવાં નવાં ખેલ ખેલાવે છે માટે પરભવને ઓળખી આવતા અનાદર કરજે.

**પ્રશ્ન—પરભાવ કોને કહેવો ?**

**ઉત્તર**—પરભાવ જે પુણ્ય, પાપ છે તે બે પુદ્‌ગલનાં દલીયાં છે, અને એના સંગે ચાર ગતિમાં રઝળવું પડે છે. માટે પુન્ય, પાપતત્ત્વનું સ્વરૂપ સમજ.

## પુણ્ય–પાપ.

સારા કર્મો "પુણ્ય" અને ખરાબ કર્મો "પાપ" કહેવાય છે. સંપત્તિ, આરોગ્ય, રૂપ, કીર્તિ, પુત્ર, સ્ત્રી, દીર્ઘ આયુષ્ય વગેરે સુખનાં સાધનો જે કર્મથી પ્રાપ્ત થાય છે, તે શુભકર્મોને "પુણ્ય" કહેવામાં આવે છે. અને એથી વિપરીત–દુઃખની સામગ્રી જોડી આપનાર–કર્મ "પાપ" કહેવાય છે.

**પ્રશ્ન**—જીવને, પુણ્ય, પાપ અને વૈર કેવી રીતે બંધાય, તથા તે કેવાં ફળરૂપે પરિણમે ?

**ઉત્તર**—જીવને દયા વડે પુણ્ય ઉપજે છે, અને હિંસાવડે પાપ નિપજે છે. છકાયના જીવને હણવાના પરિણામ થાય ત્યાં પાપ નિપજે, અને તે છકાયના જીવને ત્રિકરણયોગે હણતાં "વૈર" અને "પાપ" બન્ને નિપજે–અર્થાત્ વૈર અને પાપ બંધાય; અને તેના ઉદયે જીવ અશાતા, આકુલતા, ઉદ્‌વેગતા અને અસ્થિરતા પામે છે, અને વૈરને યોગે કોઇ સમયે તે જીવ પણ આવી પીડે છે.

**પ્રશ્ન**—અશાતા, આકુલતા, ઉદ્‌વેગતા અને અસ્થિરતા, એ શાથી થાય ?

**ઉત્તર**-વેદનિય કર્મના ઉદયે જીવ "અશાતા" પામે છે. અવિરતિ તથા ચારિત્રાવરણી કર્મના ઉદયે " આકુલતા " પામે, અજ્ઞાન અને મિથ્યાત્વના ઉદયે 'ઉદ્વેગતા' પામે અને વીર્યાન્તરાય કર્મના ઉદયે જીવ " અસ્થિરતા "પણું પ્રાપ્ત કરે છે.

**પ્રશ્ન**-જ્યારે કોઇ પ્રાણીને પુણ્યપ્રકૃતિ ઉદય થાય છે, ત્યારે તે જીવમાં આકુટ્ટી, દર્પ, પ્રમાદ અને કલ્પ, એ ચાર વસ્તુ ઉત્પન્ન થાય છે, તો એ ચારે શબ્દનો અર્થ શું ?

**ઉત્તર—૧ આકુટ્ટી**-એટલે અનાભોગે ઉપયોગરહિત, સહસાત્કારે ઉદ્ધતપણે પાપ પ્રવૃત્તિ કરે તે.

૨ **દર્પ**—એટલે અહંકારે વા ઇર્ષ્યાએ ચડસા ચડસી કરે. જેમ નાટચક, કૌતક, સુરતાદિ કર્ત્તવ્ય કરતા થકા અશ્વ વૃષભાદિને ખુબ દોડાવવા તથા વિવાહ, વરાદિકમાં વાહ વાહ કહેવરાવવા અર્થે, અયત્નાએ નિર્દય બુદ્ધિએ પાપાચાર કરે તે.

૩ **પ્રમાદ**—એટલે દિવસ વા રાત્રિએ જોયા વિના કર્ત્તવ્ય કરે તે.

૪ **કલ્પ**—એટલે જ્ઞાની પુરૂષે કહેલ જે પુન્યફલનો આદર કરવો નહિ, કારણ કે પંચવિષયમાં રાચી અલ્પ સુખનો સ્વાદ લેતા મહા દુઃખ ભોગવવું પડશે. વગેરે સ્વરૂપ સમજાવ્યું, તથા

શ્રાવક ધર્મપ્રવૃત્તિ અને સાધુધર્મનો વ્યવહાર બતાવ્યો, છતાં કલ્પ તોડી અવળે રસ્તે ચાલી અવળા આચરણ આચરે, તે સમજવું.

**પ્રશ્ન**—પુણ્યપ્રકૃતિના ઉદયે વિષયાદિ પાંચ પ્રકારનાં સુખ પ્રાપ્ત થયા, તો તે ભોગનો આસ્વાદ–સુખ લેતા, અલ્પ સુખ અને મહા દુઃખ પ્રાપ્ત થાય, તો તે કેવે ન્યાયે સમજવું ?

**ઉત્તર**—આ જીવને પૂર્વ પુન્યના યોગે મનુષ્યભવ મળ્યો, અને પાંચે ઇન્દ્રિયના અનુકુલભોગો મળ્યા થકા, તેને વિષેજ લુબ્ધ થયો થકો મધુબિન્દુ સમાન વિષયસુખ અનુભવતો આનંદ માને છે ખરો, પરન્તુ તે સુખ નથી, પણ પરિણામે દુઃખજ પ્રાપ્ત કરે છે. યથા દષ્ટાંતે–**ક્ષણમાત્ર સુખ અને બહુ કાલ દુઃખ.** જેમ મધપુડામાં રહેલ મધ, તેમાંથી ઝરતું મધનું ટીપું, તે ગ્રહણ કરવા તલપી રહ્યો ખરો; પરન્તુ તેજ સમયે મધપુડાપર રહેલ મક્ષિકાઓ ઉડી શરીરે વળગી ચટકા ભરવા લાગી, અને તેથી થતુ અસહ્ય દુઃખ ભોગવવા છતાં, મધના એક ટીપાની તૃષ્ણા તજતો નથી પણ મહત્ દુઃખ ભોગવ્યા કરે છે. તેમ સ્ત્રી સેવનમાં જાણે સાક્ષાત્ અમૃતસાર, અને જાણે મહા સ્વાદિષ્ટ ભોજન પ્રાપ્ત થયું હોય તેવો લોલુપી થયો થકો સુકર ( ભૂંડ )ની માફક નિજ સ્વરૂપને

તદ્દન વિસારીને, આત્મિક સર્વ ગુણોને આવરી, ખરજ ( પામ ) ખણવાના સ્વાદની પેરે અથવા મધુલીપ્ત ખડ્ગધારાને ચાટવાની પેરે પ્રથમ સેવન કરતા સુખ માને છે પણ પાછળથી તત્કાળજ શરીરમાંથી વીર્યપાત થતાં ઘાભરા જેવો થઈ પડી નિર્માલ્ય નપુંસકરૂપ અનુભવે છે, અને ત્યારેજ તે પોતાની સુકરપણાની નિર્લજ્જ બાળચેષ્ટાને અંતરદૃષ્ટિએ ધિક્કારે છે. તેમ સંસારને વિષે ચક્રવર્તિ આદિનાં વિષયના ઉત્કૃષ્ટ પૌદ્ગલિક સુખ અલ્પકાલના છે, પણ તેના રસે બાંધેલા કર્મ, ઉદયકાલે નરકમાં જઈ બહુ કાલ દુઃખ ભોગવવું પડે છે; તો નરકના વિપાકકાલ આગળ તુચ્છ અલ્પકાલીક ક્ષણિક છે; છતાં હા હા ! ઇતિ ખેદે ! આ ભવની અનાદિકાલની વિષયવાસના દૂર કરવા દૃઢ થા ! દૃઢ થા ! હે ચૈતન્ય ! દૃઢ થા.

જુઓ બારમાં બ્રહ્મદત ચક્રવર્તિનું આયુષ્ય માત્ર ૭૦૦ વર્ષનું હતું, તે ભોગવી સાતમી નર્કે અપ્રતિષ્ટાન નરકાવાસામાં તેત્રીસ સાગરનું આયુષ્ય ભોગવે છે. તેણે જેટલો કાલ વિષય સુખ ભોગવ્યું તે કારણે નર્કમાં જઇ કેટલું દુઃખ સહે છે, તે વિષે ગણિત બતાવે છે. સો વર્ષના દીન ૩૬૦૦૦ થાય, તે વારે ૭૦૦ વર્ષના દિવસ ૨૫૨૦૦૦ બે લાખ અને બાવન હજાર થાય છે, તેના મૂહુર્ત ત્રીસે ગુણતા ૭૫૬૦૦૦૦ થાય છે. એક મૂહુર્ત્તના ૩૭૭૩ શ્વાસોશ્વાસ થાય, તો તે મૂહુર્તને ૩૭૭૩ ગુણતા, ૨૮૫૨૩૮૮૦૦૦૦

એટલાં શ્વાસોશ્વસ થાય-એટલે ૭૦૦ વર્ષના એટલાં શ્વાસોશ્વાસ થયા. હવે સાગરોપમ ૩૩ ના પલ્યો ત્રણસે ત્રીસ ક્રોડા કોડી થાય, તેહનાં આંક ૩૩૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ તે વારે એક શ્વાસોશ્વાસ સુધી સંસારમાં વિષયના સુખ ભોગવ્યા, તે ઉપર ૧૧૫૬૯૮૫, અગ્યાર લાખ છપ્પન હજાર નવસેં ને પંચાસી પલ્ય થાય છે. એટલે અહીં સમજવાનું કે—માત્ર એક જ શ્વાસોશ્વાસ વિષય સુખ અનુભવ્યું, તે વડે ૧૧૫૬૯૮૫, એટલા પલ્ય સુધી દુઃખ અનુભવે છે. તો સાતમી નરકે તે ચક્રી ઉપરોક્ત બતાવેલ ગણિત પ્રમાણે મહાન્ દુઃખ ભોગવે છે એટલા માટેજ પ્રભુએ કહ્યું છે કે "**ખણમિત્ત સુખં બહુ કાલ દુખમ્**" તેનો પરમાર્થ એ સમજવો.

હે આત્મન્! નરકના દારૂણ દુઃખો પાસે મનુષ્યના અલ્પ સુખો લેશ માત્ર નથી, માટે અલ્પ વિષય સુખ અર્થે મહાન્ નર્કના દુઃખો વ્હોરી એકલો નિરધારપણે દુઃખો ભોગવીશ, ત્યારે તને કોઇ તારણ સરણ છે? તેનો અંતર દૃષ્ટિથી વિચાર કરી, આ સંસારના મૂળ જે વિષય-કષાય મોહાદિનો જય કરવા પરમાત્માના વચનમાં પૂર્ણ શ્રદ્ધા રાખી ઇન્દ્રિઓનો જય કર, નહિં તો પૂર્વના ઉપાર્જેલા પુણ્યોનો ક્ષય થતા ઝુરણા કરવી પડશે, માટે વિષયથી વેગળો થા.

કેટલાક પ્રાણીઓ અવલા આચરણો આચરી કહે છે કે, અમે તો બહુજ ધર્મ કર્ત્તવ્ય કરીએ છીએ; પણ અમોને તો કાંઈ પણ લાભ થતો જોવામાં આવતો નથી; પણ અધર્મ કર્ત્તવ્ય કરનારનેજ સુખી અને વૈભવશાળી દેખીએ

છીએ. માટે આ ધર્મમાં તો કાંઈજ નથી. એમ બોલી સ્વધર્મ કર્તવ્ય મુકે છે; તેને સમજાવવા અર્થે અહીં પુણ્યાનુબંધી પુણ્યની ચોભંગીનું સ્વરૂપ કહે છે.

## કર્મની વિશેષતા.

સંસારમાં બીજા જીવો કરતાં મનુષ્યો તરફ આપણી નજર જલદી પડે છે, અને ઉપરના વાકયો કાઢનાર પણ મનુષ્યો જ છે. જેથી મનુષ્ય જાતિની સ્થિતિનો આપણને ગાઢ પરિચય હોવાથી તેની તરફ મનન કરતાં કેટલાંક અંશે તે પ્રશ્નનો ખુલાસો નીચે પ્રમાણે છે.

આ દુનિયામાં મનુષ્યો બે પ્રકારના માલુમ પડે છે. એક પવિત્ર જીવન ગાળનારા અને બીજા મલિન જીંદગીમાં પસાર થનારા. આ બંને પ્રકારના મનુષ્યોને પણ બે વિભાગોમાં વ્હેંચી શકાય છે. સુખસંપન્ન અને દરિદ્ર. એકંદર મનુષ્યોના ચાર વિભાગો થયા.

૧. પવિત્ર જીવન ગાળનારા (ધર્મ કરનારા) પૈસેટકે સુખી.

૨ પવિત્ર જીવન ગાળનારા પૈસેટકે દુઃખી.

૩ મલિન જીન્દગી ગાળનારા (પાપ કરનારા) પૈસેટકે સુખી.

૪ મલિન જીન્દગી ગાળનારા પૈસેટકે દુઃખી.

આ ચારે પ્રકારના મનુષ્યો દુનિયાની સપાટી ઉપર આપણી નજરે બરાબર દેખાઈ રહ્યા છે. આવી વિચિત્ર સ્થિતિ હોવામાં પુણ્ય-પાપની વિચિત્રતા કારણ છે, એ તો આખો સંસાર જાણે છે; પરન્તુ તે વિચિત્રતા સમજવાનું ક્ષેત્ર બહુ ઉંડું છે. છતાં એટલું તો અવશ્ય સમજી શકાય

છે કે ચાર પ્રકારના મનુષ્યોને લઇને પુણ્ય-પાપના પણ ચાર પ્રકારો હોવા જોઇએ.

આ સંબંધમાં ગ્રંથકારોએ પુણ્ય-પાપના ચાર પ્રકારો આવી રીતે બતાવ્યા છેઃ—

૧. પુણ્યાનુબંધી પુણ્ય, ૨. પુણ્યાનુબન્ધી પાપ, ૩. પાપાનુબન્ધી પુણ્ય, ૪. પાપાનુબન્ધી પાપ.

## ૧. પુણ્યાનુબન્ધી પુણ્ય.

જન્માન્તરના જે પુણ્યથી સુખ ભોગવતાં ધર્મ તરફ લાલસા રહ્યા કરે, પુણ્યનાં કાર્યો થયાં કરે અને જીવનની પવિત્રતા વહેતી રહે, એવા પુણ્યને "પુણ્યાનુબન્ધી પુણ્ય" કહેવામાં આવે છે; કેમકે આ પુણ્ય આ જીન્દગીમાં સુખ આપવાની સાથે જીવનની પણ પવિત્રતા થવામાં એવું સાધનભુત થઇ પડે છે કે આગળ જન્માન્તરને માટે પણ પુણ્યને ઉત્પન્ન કરાવી આપે છે. પુણ્યનું અનુબન્ધી એટલે સાધન જે પુણ્ય, તે "પુણ્યાનુબંધી પુણ્ય" નો અર્થ છે. અર્થાત્ જન્માન્તરને માટે પુણ્ય સમ્પાદન કરી આપનાર જે પુણ્ય, તે પુણ્યાનુબન્ધી પુણ્ય છે.

## ૨ પુણ્યાનુબન્ધી પાપ.

જન્માન્તરના જે પાપથી દુઃખ ભોગવતાં છતાં જીવન મલિન ન થતાં ધર્મસાધનનો વ્યવસાય બરાબર રહ્યા કરે એવા પાપને "પુણ્યાનુબન્ધી પાપ" કહેવામાં આવે છે, કેમકે આ પાપ, આ જીન્દગીમાં ગરીબાઇ વગેરે દુઃખો આપવા છતાં જીવનને પાપી બનાવવામાં સાધનભૂત ન હોવાથી જન્માન્તરને માટે પુણ્ય ઉત્પન્ન કરવામાં કારણ બને છે. પુણ્યનું અનુબન્ધી એટલે પુણ્યની સાથે સંબન્ધ

જોડનાર જે પાપ, તે પુણ્યાનુબન્ધી પાપનો અર્થ છે. અર્થાત્ જન્માન્તરને માટે પુણ્ય સાધવામાં હરકત નહિ કરનાર જે પાપ, તે પુણ્યાનુબન્ધી પાપ છે.

### ૩ પાપાનુબન્ધી પુણ્ય.

જન્માન્તરના જે પુણ્યથી સુખ ભોગવતાં પાપની વાસનાઓ વધતી રહે અને અધર્મનાં કાર્યો થતા રહે, એવા પુણ્યને "પાપાનુબન્ધી પુણ્ય" કહેવામાં આવે છે; કેમકે આ પુણ્ય, આ જીન્દગીમાં સુખ આપવાની સાથે જીવનને મલિન બનાવનાર હોવાથી જન્માન્તરને માટે પાપને ઉત્પન્ન કરનાર થાય છે. પાપનું અનુબન્ધી—એટલે સાધન જે પુણ્ય, તે "પાપાનુબન્ધી પુણ્ય" નો અર્થ છે. અર્થાત્ જન્માન્તરને માટે પાપ સમ્પાદન કરી આપનાર પુણ્ય "પાપાનુબન્ધી પુણ્ય" છે.

### ૪ પાપાનુબન્ધી પાપ.

જન્માન્તર સંચિત જે પાપથી ગરીબાઈ વગેરે દુઃખો ભોગવાની સાથે પાપ કરવાની બુદ્ધિ છૂટે નહિ, અધર્મના કાર્યોનો વ્યવસાય થતો રહે એવા પાપને "પાપાનુબન્ધી પાપ" કહેવામાં આવે છે; કેમક આ પાપ, આ જીન્દગીમાં દુઃખ આપવાની સાથે જીવનને પણ એવું મલિન બનાવે છે કે આગળ જન્માન્તરને માટે પણ પાપ નિપજાવનાર બને છે. પાપનુ અનુબન્ધી એટલે સાધન જે પાપ તે, "પાપાનુબન્ધી પાપ" નો અર્થ છે. અર્થાત્ જન્માન્તરને માટે પાપના પોટલા ઉપડાવનાર જે પાપ તે "પાપાનુબન્ધી પાપ" છે.

હે સુજ્ઞ ભાઈ! હવે વિચાર કે, સંસારમાં જે રાજાઓ, જે ગૃહસ્થો સુખી છે અને ધર્મયુક્ત જીવન ગાળે છે, તેઓ

પુણ્યાનુબન્ધી પુણ્યવાળા સમજવા. જેઓ દારિદ્રયના દુઃખથી સન્તપ્ત છે, છતાં ધર્મયુક્ત જીન્દગી ગાળે છે, તેઓ પુણ્યાનુબંધી પાપવાળા જાણવા. જેઓ સંસારનો આનંદ લૂંટી રહ્યા છે અને પાપમય જીવન ગાળે છે, તેઓ પાપાનુબન્ધી પુણ્યવાળા છે, અને જેઓ દરિદ્ર–દુઃખી હોવા છતાં પાપના ધંધામાં મશગૂલ રહે છે, તેઓને પાપાનુબંધી પાપવાળા માનવા.

છળ, ભેદ, પ્રપંચ, વિશ્વાસઘાત, લૂટફાટ, પ્રાણિવધ વગેરે પ્રચંડ પાપના ધંધાઓથી ધનવાન્ થઇ બંગલા બંધાવી એશઆરામ ભોગવતા કેટલાક મનુષ્યોને જોઈ (તું જેમ કહે છે તેમ) કેટલાક ટૂંકી નજરના માણસો કહે છે કે, **“જુઓ ભાઈ! ધર્મીને ઘેર ધાડ છે. પાપ કરનારાઓ કેવી મોજમજા કરે છે. હવે કયાં રહ્યું ધર્મ—કર્મ”!** પરન્તુ આ કથન કેવું અજ્ઞાનપૂર્ણ છે, તે ઉપરની કર્મ સંબંધી હકીકત સમજનારાઓ સારી પેઠે જાણી શકયા છે. આ જીન્દગીમાં ભલે ગમે તેટલું પાપ કરાય અને તેની સાથે પૂર્વના પુણ્યથી ભલે ગમે તેટલું સુખ ભોગવાય, પરન્તુ **પરલોકમાં પોપાબાઈનું રાજ્ય નથી** કે તે બધું પાપ નિષ્ફળજ હવામાં ઉડી જાય. કર્મ પ્રકૃત્તિનું સામ્રાજ્ય અજબ છે. તેનાં બારીક તત્ત્વો અગમ્ય છે. મોહના અંધારામાં ગમે તેટલાં ગોથાં મારવામાં આવે, ગમે તેવી કલ્પનાઓ બાંધી નિર્ભય રહેવામાં આવે, પણ ખૂબ યાદ રાખવું જોઈએ કે કર્મના કાયદામાંથી કોઇ ગુન્હેગાર છૂટયો નથી, છૂટશે નહિ. (જૈન દર્શન)

**પ્રશ્ન—શાતા, અશાતા, સુખ અને દુઃખને વિષે નિમિત્ત તથા ઉપાદાન કારણ કોણ હશે?**

ઉત્તર—શાતાદિ પૂર્વોક્ત ચારે વેદનીય કર્મના પુદ્ગલો છે, સુખ-દુઃખ ઉદય પ્રાપ્તે, ઉદયમાં લાવનાર ઉદીરણારૂપ જે મૂળ હેતુ, વેદનીય કર્મ અને અનુભવ રૂપ શાતાદિ, તે ઉપાદાન કારણ છે; અને શાતાઅશાતા રૂપે ઉદય આવ્યા જે કર્મ પુદ્ગલો તેનું વેદવું, ભોગવવું, તે અશુદ્ધ ઉપાદાન રૂપ છે; અને સુખ દુઃખ તેહના ફળ છે. તે ફળ પાકયાં એટલે ઉદય આવ્યા, જેથી વેદનીય કર્મનું ભોગવવું, તે ભોગવટો નિમિત્તરૂપ થયો. તે ઉદય આવેલ સુખ દુઃખને ભોગવતા થકા, જો હર્ષ શોક કરે, મદોન્મતતા, કે ઝુરણા કરે, તો તે જીવ ફરી તેવાજ પ્રકારે શાતા-અશાતા રૂપ વેદનીયકર્મ બાંધે, તે બંધ ઉપાદાન કારણ જાણવું અને પૂર્વોક્ત હર્ષ શોકાદિ પ્રવૃત્તિ, તે નિમિત્ત થયું જાણવું. એમ કારણ, કાર્ય, નિમિત્તથી ઉપાદાન, અને ઉપાદાનથી નિમિત્ત સમજવું. જેવાં વૃક્ષ તેવાં ફળ પ્રાપ્ત થાય છે, વળી જેમ બીજમાંથી વૃક્ષ, અને વૃક્ષમાંથી બીજ નીપજે છે, તેમ કર્મથી જીવ, શાતા-અશાતા પામે છે, અને ફરી અજ્ઞાનપણે સમભાવ ન રહેવાથી, તેવાજ કર્મ બાંધી સંસાર ચક્રમાં ભમે છે.

શાતા-અશાતા, આત્માશ્રિત જીવવિપાકી પ્રકૃત્તિ છે, અને સુખ-દુઃખ પુદ્ગલાશ્રિત હોવાથી પુદ્ગલ વિપાકી પ્રકૃત્તિ છે.

**પ્રશ્ન**—ધર્મ, કર્મ, પુણ્ય અને પાપ કેવી રીતે થાય, અને તેના ભિન્ન ભિન્ન ફળ શા શા?

**ઉત્તર**—જીવ શુદ્ધોપયોગે વર્તતા–એટલે પોતાના દ્રવ્ય, ગુણુ પર્યાયથી તન્મયપણે પરિણમે ત્યારે ધર્મ કરે, અને રાગ દ્વેષમય અશુદ્ધોપયોગે વર્તતાં કર્મ બાંધે–એટલે શુદ્ધોપયોગે "ધર્મ" અને અશુદ્ધોપયોગે "કર્મ" નિપજે છે. તથા શુભોપયોગે–શુભયોગે પુણ્ય ઉપાર્જે–અર્થાત્ મન, વચન, કાયાના યોગ પ્રશસ્ત પ્રવર્તાવે, તથા યથાવિધ ગુણાનુંરાગે સામાયિક, પોષધ, પ્રતિક્રમણુ, સિદ્ધાંત શ્રવણુ, અભ્યાસ, મનન, દાનાદિ શુભયોગે પ્રવર્ત્તતાં, જીવ પુણ્યાનુબન્ધી પુણ્યનો રસ બાંધે, અને અશુભ મન, વચન, કાયાના યોગે વિષય–કષાયાદિમાં પ્રવૃત્તિ અપ્રશસ્તભાવે, તદાકારે અભિરૂપે પરિણામતાં જીવ નિવિડ પાપનો બંધ કરે. તેના ફળ–પુણ્યથી, શુભ ગતિ, શુભ સામગ્રી, શાતાદિ અનુકુલ શુભ સંયોગ, જીવ પામે તથા શુદ્ધોપયોગી ધર્મવડે કર્મની નિર્જરા કરી મુક્તિપદ પામે તથા અશુદ્ધોપયોગે વર્તતાં પાપ બાંધે, તેથી જીવ સંસારમાં ઘણો કાલ રહે, અને અશુભોપયોગે, કઠીન પાપ કર્મનો બંધ કરી, જીવ જ્યાં ત્યાં ઘણી અશાતા પામે; સારાંશ જે, **પાપે અશાતા, પુણ્યે શાતા, કર્મે સંસાર અને ધર્મે મોક્ષ થાય છે.**

પ્રશ્ન—ધર્મ, પુણ્ય અને પાપ એ ત્રણે એક વસ્તુ છે કે ભિન્ન છે?

ઉત્તર-ધર્મ, પુણ્ય અને પાપ એ ત્રણે વસ્તુ ભિન્ન, ગતિ ભિન્ન, ઉપયોગ ભિન્ન, અને ફળપણે પણ ભિન્ન ભિન્ન છે. "ધર્મ" જે છે તે ક્ષમાદિ દશવિધ યતિધર્મ રૂપ છે, શુદ્ધોપયોગ પરિણતી એ સંવર રૂપ છે, અને તેનું ફળ મોક્ષ છે. પુણ્ય નવ પ્રકારે બંધાય છે, તે શુભ પરિણામે કરી શાતાદિ અનુકુલ ભોગવાઇ મળે ફળરૂપે ભોગવાય છે. પુણ્ય જે છે તે, પૌદ્ગલિક જડ વસ્તુ, સોનાની બેડી રૂપ વિનાશી, સંસાર હેતુ રૂપ હોવાથી મુનિને નિશ્ચયનયે ત્યાજ્ય છે. પાપ અશુભ પરિણામે અઢાર પ્રકારે બંધાય છે, તે અશાતાદિ બ્યાશી પ્રકારે દુઃખ રૂપે ફળ આપે છે, તે લોઢાની બેડી સમાન ભોગવાય છે. તે તો સર્વથા પ્રકારે હેય છે. ધર્મ સ્વભાવજનિત આત્મિક છે અને પુણ્ય પાપ કર્મજનિત પૌદ્ગલિક છે, ધર્મ ઉપાદેય છે. શુભ કર્મ વ્યવહાર અપવાદે ઉપાદેય છે, પરન્તુ નિશ્ચયનયે હેય છે, અને અશુભ કર્મ તો સર્વથા બન્ને પ્રકારે હેય એટલે ત્યાગવા યોગ્ય છે.

પ્રશ્ન—પુણ્યક્રિયા આદરણીય છે કે કેમ?

ઉત્તર—પુણ્યક્રિયા અત્યાદરપણે સેવવી, પરન્તુ તેના ફળની ઇચ્છા ન કરવી. કારણ કે—

જો પુણ્યક્રિયા શુભ વ્યાપારે, શુભયોગે ન આદરે તો માર્ગ વિરૂદ્ધ થાય, પરંપરાએ પણ વીતરાગ માર્ગે ન જોડાય, અને જો પુણ્યના ફળની વાંછા કરે તો નિદાન (નિયાણા) રૂપ મિથ્યાત્વ પરિણમે, જો સહજ સ્વરૂપે શુભક્રિયા કરે તો કર્મનો કાટ નિવારી શીઘ્ર મુક્તિ પદને પામે. એ હેતુએ જ પુણ્યક્રિયા કરવી પણ ફળ ઇચ્છા ન કરવી.

## આશ્રવ

આત્માની સાથે કર્મનો સંબંધ થવાના કારણોને "આશ્રવ" નામ આપ્યું છે. જે વ્યાપારોથી, જે પ્રવૃત્તિઓથી કર્મનું આગમન થાય એટલે આત્માની સાથે કર્મનો સંબંધ થાય તે વ્યાપારો–તે પ્રવૃત્તિઓ "આશ્રવ" કહેવાય છે. મન, વચન અને શરીરના વ્યાપારો શુભ હોય તો શુભ કર્મ અને અશુભ હોય તો અશુભ કર્મ બંધાય છે. આ માટે મુખ્યતા મન, વચન અને શરીરના વ્યાપારો એજ આશ્રવ છે. મનનો વ્યાપાર–દુષ્ટ ચિન્તન કે દુષ્ટ શ્રદ્ધા અથવા સારૂં ચિન્તન કે સાચી શ્રદ્ધા છે. વચનનો વ્યાપાર દુષ્ટ ભાષણ (બોલવું) અથવા સારૂં ભાષણ છે. શરીરનો વ્યાપાર હિંસા, ચોરી, વ્યભિચાર વગેરે દુષ્ટ આચરણ અથવા જીવ દયા, પરોપકાર, વિનય ભક્તિ વગેરે પવિત્ર આચરણ છે.

મનયોગ, વચનયોગ અને શરીરયોગ રૂપ આશ્રવથી બંધાતાં કર્મોને અટકાવનાર આત્માના નિર્મળ પરિણામને–

## સંવર

"સંવર" શબ્દ **सम्** પૂર્વક **वृ** ધાતુથી બનેલો છે. "**सम्**" પૂર્વક **वृ** ધાતુનો અર્થ રોકવું–અટકાવવું થાય

છે. જેટલે અંશે સારૂં યા ખરાબ કર્મ બંધાતું અટકે, તે "સંવર" સમજવો. જે ઉજ્જવલ પરિણામથી કર્મ બંધાતુ અટકે, તે ઉજ્જવલ પરિણામ "સંવર" છે.

**પ્રશ્ન**—સંવર કેટલા પ્રકારે અને તેનું સ્વરૂપ શું?

**ઉત્તર**—સંવર બે પ્રકારે છે. તે ૧ યોગ પ્રત્યયિક ને બીજો ૨ ઉપયોગ પ્રત્યયિક. તેમાં યોગ પ્રત્યયિક કર્મને મુનિ તપ, સંયમાદિકે કરી નિર્જરાવે છે, અને બીજા આવતા કર્મનો રોધ કરે છે; તથા અશુદ્ધોપયોગ પ્રત્યયિક કર્મને, રત્નત્રયી રૂપ આત્મિક ધર્મને વિષે પ્રણમાવી, શુદ્ધોપયોગે કરી આત્મસત્તાને શુદ્ધ કરી કર્મ મલથી મુક્ત થાય છે. એમ યોગ સંવર આરાધક મુનિ, ઉદય આવતાં કર્મને નિષ્ફલ કરે, રોકે તે દ્રવ્ય સંવર અને ઉપયોગ પ્રત્યયિક સંવરે કરી મુનિ આત્મસત્તા શોધે, એટલે આત્મ પ્રદેશથી કર્મ ક્ષય કરે તે ભાવ સંવર, અર્થાત્ યોગ પ્રત્યયિક સંવર તે દ્રવ્ય સંવર અને ઉપયોગ પ્રત્યયિક સંવર તે ભાવ સંવર સમજવો.

સર્વ કર્મો બંધાતા અટકી જાય, એવી સ્થિતિ કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી આવે છે. પરન્તુ આત્માની જેમ જેમ ઉન્નત અવસ્થા થતી જાય છે તેમ તેમ બંધનમાં ઘટાડો થતો જાય છે.

## બંધ.

કર્મનો આત્માની સાથે, દૂધ અને પાણી, લોહ અને અગ્નિની પેઠે સંબંધ થવો, એનું નામ બંધ છે. કર્મ ક્યાંઈ લેવા જવાં પડતાં નથી, કિન્તુ આખા લોકમાં તેવાં પ્રકારના દ્રવ્યો ઠાંસી ઠાંસીને ભરેલા છે; જેનું "કર્મ-વર્ગણા એવું નામ આપેલ છે. આ દ્રવ્યો, રાગ-દ્વેષના પરિણામ રૂપ ચિકાશને લીધે આત્માની સાથે વળગે છે.

સિદ્ધાંતોમાં કર્મના મુખ્ય અષ્ટ પ્રકારો કહી બતાવ્યા છે. ( જેનું સ્વરૂપ હવે પછી કહેવાશે ). "આત્મા અસલ સ્વરૂપે અનન્ત જ્ઞાનરૂપ-સચ્ચિદાનન્દમય છે, પરન્તુ કર્મોના આવરણવશાત્ તેનું મૂલ સ્વરૂપ આચ્છાદિત છે."

સુવર્ણ, માટીની સાથે જેમ અનાદિકાલથી મળેલું છે અને એથી એનો ચાકચિકય સ્વભાવ ઢંકાયલો છે, એ પ્રમાણે આત્માનું શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ, અનાદિ સંયુક્ત કર્મ પ્રવાહના આવરણથી ઢંકાયલું છે.

૧ "**જ્ઞાનાવરણિય કર્મ**" આત્માની જ્ઞાનશક્તિને દબાવનાર છે. જેમ જેમ આ કર્મ વધરે મજબૂત થાય છે, તેમ તેમ તે જ્ઞાનશક્તિને વધારે આચ્છાદિત કરે છે. બુદ્ધિનો અધિકાધિક વિકાસ થવાનું પ્રધાન કારણ, આ કર્મનું શિથિલ થતું જવું, એ છે. આ કર્મનો સંપૂર્ણ ક્ષય થયે કેવલજ્ઞાન ( સકલ લોકાલોકના સમગ્ર પદાર્થોનું પ્રત્યક્ષ જ્ઞાન ) પ્રગટ થાય છે.

૨ "**દર્શનાવરણિય કર્મ**" દર્શન શક્તિને દબાવનાર છે. જ્ઞાન અને દર્શનમાં વધુ અંતર નથી. સામાન્ય

આકારના જ્ઞાનને "દર્શન" નામ આપ્યું છે. જેવી રીતે કોઇ મનુષ્યને દૂરથી જોતાં સામાન્ય રીતેજ મનુષ્યત્વ માત્રનું ભાન થાય છે, તે દર્શન છે; અને વિશેષ પ્રકારે બોધ થવો, એ જ્ઞાન છે. નિદ્રા આવવી, આંધળાપણું, બેહરાપણું વગેરે આ કર્મના ફળ છે.

૩ "વેદનીય કર્મ"નું કાર્ય સુખ–દુઃખનો અનુભવ કરાવવાનું છે. સુખનો અનુભવ કરાવનારને શાતાવેદનીય કર્મ અને દુઃખનો અનુભવ કરાવનારને અશાતાવેદનીય કર્મ કહે છે.

૪ "મોહનીય કર્મ" મોહ ઉપજાવનાર છે. સ્ત્રી ઉપર મોહ, પુત્ર ઉપર મોહ, મિત્ર ઉપર મોહ, સારી સારી ચીજો ઉપર મોહ, એ બધું મોહનીય કર્મનું પરિણામ છે. મોહમાં અંધ બનેલાઓને કર્ત્તવ્ય કે અકર્ત્તવ્યનું ભાન રહેતું નથી. દારૂ પીધેલ માણસ, જેમ વસ્તુને વસ્તુસ્થિતિએ સમજી શકતો નથી, તેમ મોહની ગાઢ અવસ્થામાં મૂકાયલો પ્રાણી તત્ત્વદ્રષ્ટિએ ન સમજતાં, વિપરીત બુદ્ધિમાં ગોથાં માર્યા કરે છે. મોહની લીલાનાં ઉદાહરણો સંસારમાં સર્વત્ર દૃશ્યમાન છે. આઠે કર્મોમાં આ કર્મ, હે આત્મન્! તારા સ્વ સ્વરૂપની ખરાબી કરવામાં આગેવાનીભર્યો ભાગ ભજવે છે. આ કર્મના બે ભેદો છે–તત્ત્વદ્રષ્ટિને (સ્વદ્રવ્ય શોધવામાં) અટકાવનારૂં "દર્શન મોહનીય" અને ચારિત્રને અટકાવનારૂં "ચારિત્ર મોહનીય" છે. તેને પ્રથમ તોડ.

પ્રશ્ન—મોહનો મૂળ મંત્ર કયો, અને તેના સંગે વધે શું?

ઉત્તર—મોહનો મૂળ મંત્ર, રાગ–દ્વેષ છે.

અને તે રાગ દ્વેષ જીવના પરિણામમાં વર્તે છે, તેથી કર્મ બાંધે, અને તે કર્મના ઉદયે આર્ત્ત, રૌદ્ર ધ્યાન થાય. આર્ત્ત રૌદ્ર ધ્યાન ધ્યાતાથકા, વિષય કષાયમાં પ્રવર્તે, તેથી તે જીવને ઘણા કર્મ બંધાય, તેથી ભવ પરંપરા ટળે નહિ પણ સંસાર વધે છે.

૫ "**આયુષ્યકર્મ**" આયુષ્યકર્મના ચાર ભેદો છે—દેવતાનું આયુષ્ય, મનુષ્યનું આયુષ્ય, તિર્યંચનું આયુષ્ય અને નારકનું આયુષ્ય. જેમ પગમાં બેડી હોય ત્યાં સુધી માણસ છૂટી શકતો નથી; તેવી રીતે મનુષ્ય, તિર્યંચ, દેવતા અને નારક, એ ચારે ગતિઓના જીવો, જ્યાં સુધી આયુષ્યકર્મ પુરૂં ન થાય, ત્યાં સુધી છૂટી શકતા નથી.

૬ "**નામકર્મ**" નામકર્મના અનેક ભેદ—પ્રભેદો છે. પરંતુ ટૂંકમાં સારૂં યા ખરાબ શરીર, સારૂં યા ખરાબ રૂપ, યશ યા અપયશ, સૌભાગ્ય યા દુર્ભાગ્ય, સુસ્વર યા દુઃસ્વર વગેરે અનેક બાબતો આ કર્મ ઉપર આધાર રાખે છે. જેમ ચિતારો સારાં યા ખરાબ ચિત્રો બનાવે છે, તેવી રીતે આ કર્મ પ્રાણીને વિચિત્ર રૂપાન્તરોમાં લાવી મૂકે છે.

૭ "**ગોત્રકર્મ**" ગોત્રકર્મના બે ભેદ છે. ઉચ્ચ ગોત્ર અને નીચ ગોત્ર. ઉંચ ગોત્રમાં કે નીચ ગોત્રમાં જન્મ થવો, એ આ કર્મનો પ્રભાવ છે. જ્ઞાતિ બંધનને તરછોડનારા દેશોમાં પણ ઉંચ—નીચનો વ્યવહાર હોય છે અને એ આ કર્મનું પરિણામ છે.

૮ "**અંતરાયકર્મ**" અન્તરાય કર્મનું કામ વિઘ્ન નાખવાનું છે. ધનાઢ્ય હોય, ધર્મનો જાણકાર હોય, છતાં

દાન ન આપી શકે, એ આ કર્મનું ફળ છે. વૈરાગ્ય કે ત્યાગ વૃત્તિ નહિ રહે, તો પણ ધનનો ભોગ ન કરી શકાય, એ આ કર્મનો પ્રભાવ છે. હજાર પ્રકારના બુદ્ધિપૂર્વક પ્રયત્નો કરવા છતાં વ્યાપારમાં ફતેહમંદ ન થવાય, અથવા નુકસાન વેઠાય એ આ કર્મનું કામ છે. શરીર પુષ્ટ હોવા છતાં ઉદ્યમ કરવા સ્ફુરાયમાન ન થાય એ આ કર્મનું પરિણામ છે.

## પૂનઃ કર્મ ત્રણ પ્રકારના કહે છે.

પ્રશ્ન—ત્રણ પ્રકારના કર્મ કયાં, અને તેનું સ્વરૂપ શું ?

ઉત્તર—૧ નો કર્મ, ૨ દ્રવ્ય કર્મ, અને ૩ ભાવ કર્મ. નો કર્મ, તે ઔદારિક શરીર, વૈક્રિય શરીર, આહારિક શરીર તૈજસ શરીર અને કાર્મણ શરીર. એ પાંચ શરીર જે છે તે. નો કર્મ જીવને સાધન રૂપ હોવાથી અનેક કર્ત્તવ્યો કરતા દ્રવ્ય કર્મના પુદ્ગલોનો સંચય કરે છે તે. દ્રવ્ય કર્મ તે જ્ઞાનાવરણીયાદિ અષ્ટ કર્મોના પુદ્ગલોના કરેલ જે સંચય, તે દલિકોને કર્મ વર્ગણાપણે પરિણમાવે. તે ભાવકર્મ, તે આત્માની અનાદિ કાલની લાગેલી રાગ દ્વેષની અશુદ્ધ પરિણતી તે વડે કરી પરિણમાવેલા પુદ્ગલોની સાથે રાગ દ્વેષ રૂપ ચિકાશ ભળવાથી ઐકયતાપણે પરિણમી જાય છે, તે ભાવકર્મ તે રાગ દ્વેષની ચીકાશ સમજવી. તે મધ્યે દ્રવ્ય કર્મ તથા નો કર્મ જે

છે તે પુદ્ગલાશ્રિત છે, અને ભાવ કર્મ આત્માશ્રિત છે. પહેલા બે કર્મ વિનાશીક છે, કેમકે અનાદિ અનન્ત અભવ્યાશ્રિ અને ભવ્યાશ્રિ અનાદિ તથા સાદિ સાંત ભાંગે આત્મ પ્રવૃત્તિરૂપ હોવાથી છે તથા હર્ષોલ્લાસ તે ભાવ કર્મ આશ્રિત છે. દ્રષ્ટાંતથી વિશેષ સમજાવે છે. જેમ એક ચોખા નામના ધાન્યની કોઠી છે, તેમાં ધાન્ય જે છે તે રૂપ દ્રવ્ય કર્મ, અને કોઠી જે છે તે રૂપ નો કર્મ અને ચોખાને લાગેલો જે મિણો, તે સમાન ભાવ કર્મ. ચીકાશરૂપ આત્માની અશુદ્ધ પરિણતી જાણવી એ પ્રમાણે ત્રણ પ્રકારના કર્મનું સ્વરૂપ સમજવું.

પ્રશ્ન—જીવને કર્મનો બંધ તથા ઉદય કેવી રીતે થાય ?

ઉત્તર—પૂર્વે બાંધેલા કર્મ ઉદય આવે તે જેવે રસે બાંધ્યા હોય તેવેજ રસે, તથાવિધ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવાશ્રિ પ્રદેશે તથા વિપાકે ભોગવે. તે ઉદય આવ્યા કર્મ, જો સમભાવે વેદે તો નિર્જરી જાય, પરન્તુ નવાં કર્મ ન બાંધે, પણ વિષમ ભાવે એટલે રાગ દ્વેષાદિ મલિન ભાવે વેદે તો, પૂર્વના નિર્જરે ખરા, પણ નવાં કર્મ બાંધે તેમાં પણ જો વિષમ ભાવે ભોગવીને, પછી શુદ્ધ અંતઃકરણે પશ્ચાતાપ કરે તો કર્મ બંધનો રસ ઘાત કરી ચીકાશ મટાડે, તે ઉદયકાલે સુગ-

મતાથી ખરી જાય, અને જો વિષમ ભાવે ભોગવતા સાથે દુર્ધ્યાન કરે, તો તે કર્મ ઉદયકાલે અત્યંત દુઃખે ભોગવીને ખપાવે અર્થાત્ નિર્જરે અને વળી, તે કર્મ વેદતાથકાં નવા કર્મનો અતિ ગાઢ બંધ કરે.

પ્રશ્ન—ત્રિવિધ કર્મ રોગ ક્યાં અને તેનો ઉપાય શું ?

ઉત્તર—૧ દ્રવ્ય કર્મ, તે આઠ કર્મની વર્ગણા; ૨ ભાવ કર્મ, તે અશુદ્ધોપયોગ એટલે આત્માની રાગ દ્વેષાદિ અશુદ્ધ પરિણતિ; ૩ નોકર્મ, તે ઔદારિકાદિ પાંચ શરીર, દ્રવ્ય કર્મની સમીપે કારણ-કાર્ય ભાવે રહ્યા માટે તેને નોકર્મ કહીએ. તે ત્રણ કર્મ રોગના વૈદ શ્રી પરમાત્મા તથા ગણધરાદિ મહાત્માઓ છે; તેઓ પણ ત્રિવિધ ઔષધ રૂપ ત્રણ પ્રકારની દવા (દેશના) આપે છે. તે ધર્મપડિકી રૂપ દવા (દેશના) ૧ યથાર્થવાદ, ૨ વિધિવાદ, ૩ ચરિતાનુવાદ-તેનો ગુણરૂપ અર્થ-૧ યથાર્થવાદ દેશના મધ્યે જીવજીવાદિક સ્વરૂપ ધાર્યા પરિણમ્યાં તેથી વસ્તુ ધર્મના તત્ત્વનો પ્રકાશ થાય, તે વડે કરી, ભાવ કર્મ રોગ મટે, અને રાગ દ્વેષાદ વિપર્યાસપણું ટળવાની સાથેજ અજ્ઞાનનો ઉચ્છેદ થાય છે. ૨ વિધિવાદ દેશના મધ્યે, દેશવિરતિપણું, સર્વાવરતિપણું ઇત્યાદિ ક્રિયાનો આદર, શુભોપયોગે આચરે તો, પ્રાણીનો દ્રવ્ય

કર્મ રોગ નાબુદ થાય, અનાદિ કર્મ કાટ ઉતરે જેથી આત્મ પ્રદેશ નિર્મળ થતા ઘણીજ શાન્તિ પ્રવર્તે. ૩ ચરિતાનુવાદ દેશના મધ્યે શરીર સંબંધી કામભોગ, વિષયકષાયાદિ મલિનતાનું નિવર્તન થાય. જેમ જંબુસ્વામી, સુદર્શન શેઠ, થાવરચ્ચા પુત્રાદિ મહાત્માઓના ચરિત્રો સાંભળે થકે પર્મ વૈરાગ્ય, શાન્તિ રસ પ્રગટે, તેથી નોકર્મનો રોગ ટલે. એ અમૂલ્ય ઔષધનું સેવન નહિ કરે તો, કર્મના કાયદામાંથી છૂટી શકીશ નહીં, અને ઉલટો દર્દે દબાઈ જઈ ચિકણા કર્મ બાંધીશ માટે અધ્યવસાય સુધાર.

જેવા પ્રકારના અધ્યવસાયો હોય, કર્મ તેવા પ્રકારનું ચિકણું બંધાય છે. અને ફળ પણ તેવું જ ચિકણું ભોગવવું પડે છે. કર્મના બન્ધન સમયે તેની સ્થિતિ, અર્થાત્ કર્મ વિપાક કેટલા વખત સુધી ભોગવવો જોઇએ, એ કાલનો નિયમ પણ બંધાઇ જાય છે. કર્મ બંધાયા પછી તરત જ ઉદયમાં આવે, એમ સમજવાનું નથી. જેમ બીજ વાવ્યા પછી તરત પાક થતો નથી, તેમ કર્મ બંધાયા પછી અમુક કાલ પસાર થયા બાદ તે ઉદયમાં આવે છે. ઉદયમાં આવ્યા પછી કર્મ ક્યાં સુધી ભોગવવું જોઇએ, એનો નિયમ નથી કારણ કે બંધાયલો સ્થિતિ કાલ પણ શુભ ભાવનાઓના પ્રમાણમાં ઓછો થઈ શકે છે.

કર્મનું બંધાવું એક રીતનું હોતું નથી. કોઇ કર્મ અતિ ગાઢ બંધાય છે, જ્યારે કોઇ કર્મ ગાઢ, કોઈ શિથિલ અને કોઇ અતિ શિથિલ એ રીતે બંધાય છે. જે કર્મ અતિ ગાઢ બંધાય છે, તેને "નિકાચિત" એવું નામ આપ્યું છે. આ કર્મ પ્રાયઃ અવશ્ય ભોગવવું પડે છે. બાકીના કર્મો શુભ ભાવનાઓના પ્રબળ વેગથી ભોગવ્યા વગર પણ છૂટી શકે છે.

બંધાયલાં કર્મો ભોગવ્યા બાદ જે ખરી પડે છે, એનું નામ છે–

## નિર્જરા.

આ નિર્જરા બે રીતે થાય છે. એક નિર્જરા "મારા કર્મનો ક્ષય થાઓ" એવી બુદ્ધિપૂર્વક કરાતાં તપશ્ચર્યા વગેરે અનુષ્ઠાનોથી કર્મોનો જે ક્ષય થાય છે, તે છે. અને બીજી કર્મનો સ્થિતિકાલ પૂરો થવાથી સ્વતઃ કર્મનું ખરી પડવું, એ છે. પહેલી નિર્જરા સકામ નિર્જરા કહેવાય છે, જ્યારે બીજી અકામ નિર્જરા છે. વૃક્ષના ફળો, જેમ સ્વતઃ સમય ઉપર પાકે છે, અને ઉપાયથી પણ શીઘ્ર તેને પકાવવામાં આવે છે, એ પ્રમાણે કર્મ, સ્વતઃ અવધિ પૂર્ણ થયે પાકી જઇ ખરી પડે છે અને તપશ્ચર્યા વગેરે તીવ્ર ઉપયોગથી પણ કર્મને પકાવી ક્ષીણ કરવામાં આવે છે.

જ્ઞાનાવરણિય, દર્શનાવરણિય, મોહનીય અને અંતરાય એ ચાર "**ઘાતિ કર્મ**" કહેવાય છે, કારણ કે તે આત્માના કેવલજ્ઞાન આદિ મુખ્ય ગુણોને હણનાર છે. આ ચાર ઘાતિ કર્મોનો ક્ષય થવાથી કેવલજ્ઞાન પ્રકાશિત થાય છે. આ કેવલજ્ઞાન લોક–અલોકના, ભૂત ભવિષ્યદ્ અને

વર્તમાન; તમામ પદાર્થોને પ્રકાશ કરનારૂં છે. આ જ્ઞાનનો પ્રકાશ, આત્માને સર્વજ્ઞ કહેવરાવે છે. એ સર્વજ્ઞો, આયુષ્ય પૂર્ણ થવાના સમય ઉપર અવશિષ્ટ ચાર કર્મો જે "અઘાતિ" અથવા "ભવોપગ્રાહિ" કહેવાય છે–ક્ષીણ કરે છે અને તત્ક્ષણાત્ તેઓનો આત્મા સીધું ઊર્ધ્વ ગમન કરતો; એક સમયમાં લોકના અગ્ર ભાગ ઉપર અવસ્થિત થાય છે આ અવસ્થાને કહે છે

## મોક્ષ.

નવમું તત્ત્વ મોક્ષ છે. અને તેનું લક્ષણ–"**कृत्स्न कर्म क्षयो मोक्ष**" અથવા "**परमानन्दो मुक्ति**" એ સૂત્રોથી "સર્વ કર્મોનો ક્ષય" અથવા "સર્વ કર્મોના ક્ષયથી પ્રાદુર્ભૂત થતો પરમ આનન્દ "એ પ્રકારે બાંધવામાં આવ્યું છે. સર્વ કર્મોનો ક્ષય થવાથી ઊર્ધ્વ ગમન થવું, એ આત્માનો સ્વભાવ છે, અને એ વિષે તુંબડીનું ઉદાહરણ પહેલાં કહેવાઇ ગયું છે. ઊર્ધ્વગમન કરતો આત્મા, લોકના અગ્રભાગે પહોંચી અટકી જાય છે અને ત્યાંથી આગળ ગમન કરી શકતો નથી, એનું કારણ પહેલાં કહેવાઇ ગયું છે કે–લોકના અગ્રભાગથી આગળ ગતિ કરવામાં મદદગાર એવો ધર્માસ્તિકાય પદાર્થ નથી.

ઉપર્યુક્ત મુક્ત અવસ્થામાં સર્વ કર્મોની ઉપાધિઓ છૂટી જવાને લીધે શરીર, ઇન્દ્રિય અને મનનો સર્વથા અભાવ થવાથી જે અનિર્વાચ્ય સુખ મુક્ત આત્માઓ અનુભવે છે, તે સુખની આગળ ત્રિલોકીનો આનંદ બિન્દુ માત્ર છે. ઘણાઓની આવી થતી શંકા સંભળાય છે કે–મોક્ષમાં શરીર નથી, લાડી વાડી ગાડી નથી, તો ત્યાં સુખ શું હોઈ શકે? પરન્તુ ખૂબ ધ્યાનમાં રાખવું જોઈએ

કે શરીર સુખની સાથે દુઃખનું પણ સાધન છે. માલમિષ્ટાંન ઉડાવવામાં જે મજા પડે છે, તેનું કારણ માત્ર ભૂખની પીડા છે. આ વાત પ્રત્યક્ષ જોઇએ છીએ કે પેટ ભરાઈ ગયેલું હોય તો અમૃત સમાન ભોજન પણ ગમતું નથી. ટાઢની પીડા દૂર કરવા જે વસ્ત્રો પહેરવામાં આવે છે, તેજ વસ્ત્રો ગરમીનો સંતાપ નથી ખમાતો, ત્યારે પહેરવા ગમતાં નથી. બહુ બેસવાવાળાને ચાલવાનું મન થાય છે અને બહુ ચાલવાવાળાને બેસવાનું–આરામ લેવાનું મન થાય છે. કામભોગ, શરૂઆતમાં જેવો અનુકૂલ ભાસે છે, અન્તમાં તેવોજ પ્રતિકૂલ લાગે છે. આ બધી સંસારની સ્થિતિ શું સુખમય છે? કદાપિ નહિ. ત્યારે સંસારમાં સાર શું? સંસાર પોતે જ નિઃસાર છે–એટલે સંસાર જે વિષય–કષાયની પરિણુતિ તેમાં આત્માને કાંઈ પણ સારભૂત નથી, માટે અધર્મ માર્ગમાં, સમ્યક દર્શન રૂપ ધર્મ સાર છે, તેમાં પણ સમ્યક્ જ્ઞાન સાર છે, તેમાં પણ સમ્યક્ ચારિત્ર સારભૂત છે, તેમાં વળી નિર્વાણપદ જે મોક્ષ તેજ સર્વોત્કૃષ્ટ સારભૂત સમજજે અને તને જે, સુખનાં સાધનો સંસારમાં સમજાય છે, તે માત્ર દુઃખને સમાવવા સિવાય કંઈ નવું સુખ ઉત્પન્ન કરનાર નથી. પાકેલું ગુમડુ જ્યારે ફુટી જાય છે ત્યારે "હા......શ" કરીને જે સુખ અનુભવાય છે, તે સુખ યથાર્થમાં સત્ય છે? નહિ. માત્ર તે વેદનાની શાન્તિ છે. જો તે સુખ સાચું હોય, તો જેને ગુમડુ થયું નથી, તેને તે સુખાહ્લાદ કાં ન થાય?

ઉપરની હકીકતમાં એટલું વિશેષ ઉમેરીને યાદ રાખવું જોઇએ કે વિષય સેવનથી દુઃખની શાન્તિ જે અનુભવાય છે, તે પણ ક્ષણિક અને પરિણામે વિરસ છે.

જે સ્વાસ્થ્ય મેળવવા માટે ખાવું, પીવું હરવું, ફરવું વગેરે સંસારવર્ત્તી જીવો કરે છે, તે સ્વાસ્થ્ય કરતાં અનન્ત-ગણું સ્વાસ્થ્યસિદ્ધ પરમાત્માઓને કર્મક્ષયથી સ્વતઃ પ્રાપ્ત છે. આ હકીકત ઉપરથી મુક્ત આત્માઓમાં અનન્ત સુખ હોવાનું આપણું હૃદય કબૂલ કરે છે.

જેને ખુજલી આવતી હોય, તેનેજ ખણુવામાં કાંઇક આનન્દ ભાસે છે; બીજાને તે તરફ રૂચિ શાની હોય ? એ પ્રમાણે જેઓને મોહની વાસનાઓ લાગેલી હોય છે, તેઓને જ મોહની ચેષ્ટાઓ મજાની લાગે છે; કિન્તુ બીજાઓને (સિદ્ધ આત્માઓને) તે મજાની લાગેજ શાની ? સંસારનો મોહમય વિલાસ, ખરેખર ખુજલીના જેવો, શરૂઆતમાં કાંઇક આનન્દ ઉપજાવનાર અને પાછળથી મહાન્ દુઃખનો અનુભવ કરાવનાર છે. મોહરૂપી ખુજલી જેઓથી દૂર ભાગી ગઇ છે, એવા મુક્ત પરમાત્માઓને, નિર્મળ આત્મ જ્યોતિ-માંથી સ્ફુરતો સ્વાભાવિક જે આનન્દ છે, તેજ ખરેખર પરમાર્થ સુખ છે. આવા પરમ સુખી પરમાત્માઓને માટે શુદ્ધ, બુદ્ધ, સિદ્ધ, નિરંજન, પરમજ્યોતિ, પરમબ્રહ્મ વગેરે નામો આપ્યાં છે.

મોક્ષની પ્રાપ્તિ, મનુષ્ય શરીરદ્વારા જ થાય છે. દેવતાઓ પણ દેવગતિમાંથી મુક્તિ પામી શકતા નથી.

"ભવ્ય" અને "અભવ્ય" એવા પ્રકારના જીવો છે. મોક્ષને ગમે ત્યારે પણ મેળવી શકનાર જીવો **"ભવ્ય"** કહેવાય છે; જ્યારે "અભવ્ય" જીવોને મુક્તિની પ્રાપ્તિ કદાપિ હોઇ શકતી નથી. ભવ્ય કે અભવ્ય કોઇના બના-વ્યા બનતા નથી, કિન્તુ એ ભવ્યત્વ–અભવ્યત્વ, જીવનો સ્વાભાવિક પરિણામ છે. જેમ મગની અંદર કોરડુ મગ

હોય છે, અને બીજા મગ પાકી જાય પણ, તે કોરડુ મગ પાકતા નથી, તે રીતે અભવ્ય કોરડુ મગના જેવો છે. એની સંસાર-સ્થિતિ પાકતી નથી-એટલે ગ્રંથીને ભેદી શકતો જ નથી, અને ગ્રંથીને ભેદે તે જ ભવ્ય કહેવાય છે.

(જૈન દર્શન)

## ગ્રંથી ભેદનું સ્વરૂપ શું?

જીવ પોતાના, આત્માની રાગ-દ્વેષ પરિણામ-અધ્યવસાયરૂપ ભાવકર્મની ગાંઠ, આત્માને પુદ્દગલશું પ્રેમ-મમત્વ ભાવથી એકયતાપણું જે થયું, તે ગ્રંથી અનાદિકાલની છે. તે પોતાની શક્તિવડે કરી ભેદે, તે ગ્રંથી ભેદ સમજવો. જ્યારે જીવ ગ્રંથી ભેદ કરવા તૈયાર થાય છે, ત્યારે પહેલા કદિ ન આવેલાં એવા પરિણામ, તે અપૂર્વ કરણરૂપ, આત્માના વીર્યોલ્લાસે કરીને રાગ-દ્વેષની ગાંઠને ભેદી સમ્યક્ત્વની પ્રાપ્તિ કરે છે. સમ્યક્ત્વની પ્રાપ્તિ થવાથી થાય શું? ભેદજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. ભેદજ્ઞાન-એટલે વિવેકવડે કરી શરીર અને આત્માને જૂદા જાણ્યો. શરીર તે જડ-અચેતન્ય પરવસ્તુ છે, અને આત્મા ચેતન ગુણનો ધણી છે, એવું ભાન થવાથી આત્માને ન્યારો નિરખ્યો. જ્યારે આત્માને ન્યારો નિરખ્યો ત્યારે જાણ્યું શું? આત્માની ઋદ્ધિ જે હતી તે જાણી. જ્યારે ઋદ્ધિ જાણી, ત્યારે જ સ્વરૂપનો વેદી થયો જ્યારે આત્મસ્વરૂપનો વેદી થયો, ત્યારે જ તે આત્મસ્વરૂપને ઉપયોગે વર્તે છે. જ્યારે આત્મયોગે વર્તે, ત્યારે તે સમજ્યો જે એક આત્મદ્રવ્યને વિષે અનન્તા ગુણ છે, તે એકેકા ગુણ મધ્યે અનન્તા પર્યાય છે. જે જેમ હતી તેમ તેની પરતિત થઈ. જ્યારે આત્માના દ્રવ્ય, ગુણ,

પર્યાયની પ્રતિતી થઇ તે વારે થયું શું ? ત્યારે આત્મા પોતાના સ્વભાવનો કર્તા ભોક્તા થયો, અને પરભાવના કર્તાદિકની ભૂલ ટળી ગઇ—એટલે નિર્ભય થયો. એવી શ્રદ્ધાને યોગે પ્રતિતી પ્રગટી ત્યારે તેનું આલંબન ગ્રહવા માંડયું. એવું જ્યારે ખરેખરૂં આત્મસ્વરૂપનું ભાન થાય છે, ત્યારે તેણે ઇંદ્રની પદવી, ચક્રવર્તિપણું, વાસુદેવપણું, એ ઔદયિક સિદ્ધિ, ઇન્દ્રિયજનિત પૌદ્‌ગલિક સુખ, એ સર્વ રોગ જાણ્યા; પરન્તુ શુદ્ધ નિર્મળ પોતાના આત્માના ગુણ જે જ્ઞાનાદિક ધન તે ભાવઋદ્ધિને જાણી—ઓળખી, તેજ મારી ભાવ લક્ષ્મી, સ્વગુણ પર્યાયરૂપ તો સ્વાધીન છે, કોઇથી તે આપી અપાતી નથી—એટલે અરૂપી વસ્તુ કોઇથી આપી અપાતી નથી, તેમ કોઇ લૂંટી જાય તેમ નથી. એવું આત્માનું સ્વરૂપ સમજ્યો ત્યારે તેનું દીનપણું ટળી ગયું. જ્યારે ભાવઋદ્ધિ જાણી ત્યારેજ તે ગંઠીભેદ કરી, કરણે પ્રવર્તે.

## કરણનું સ્વરૂપ કહે છે.

યથા પ્રવૃત્તિ કરણનો શબ્દાર્થ શું ? યથા—એટલે જેવા કર્મ ઉદય આવે તેવા. પ્રવૃત્તિ—એટલે વેદીને ખેરવે, કરણ—એટલે શુભપરિણામે કરી અર્થાત્ યથા પ્રવૃત્તિકરણમાં જીવ, અકામ નિર્જરાએ તથા કષાયની મંદતાએ પૂર્વના ઔદયિક કર્મને ખપાવે, પરન્તુ રાગ—દ્વેષ પ્રત્યયિક બંધન કરે. એમ યથા પ્રવૃત્તિ કરણમાં જીવ, અકામ નિર્જરાએ તથા કષાયની મંદતાએ ઔદયિક કર્મને ખપાવે, પણ નવા કર્મ રાગ—દ્વેષ પ્રત્યયિક બંધન કરે, એમ યથા પ્રવૃત્તિ કરણે તો અભવ્ય જીવ પણ ગંઠી દેશ સુધી આવે. પણ

ગ્રન્થી ભેદવાના અપૂર્વ કરણરૂપી પરિણામ ન થાય, તેથી તે ત્યાંથી પાછો પડે. ઈહાં ગ્રંથી તે અનાદિ રાગ-દ્વેષની નિવિડ ગાંઠ ભેદી ન શકાય, તેમ આત્માનો પુદ્દગલ ઉપર તન્મય ઐકીભાવરૂપ મમત્વ તે ગ્રન્થી જાણવી. તે અપૂર્વ-કરણ પરિણામ વિશેષે ભેદ પ્રારંભે, તેને અંતે ભેદીને અનિવૃત્તિકરણ પામે. એ સર્વ ક્રિયા અંતરમુહૂર્ત જાણવી. આંહીથી કોઈ જીવ આગળ વધે અને કોઇ જીવ પતિત પણ થાય છે.

**પ્રશ્ન**—અભવ્ય, દૂરભવ્ય અને નિકટભવ્યને ગ્રન્થી ભેદથી પાછા પડવામાં મુખ્ય હેતુરૂપ કોણ છે ?

**ઉત્તર**—અનાદિ મિથ્યાત્વની વાસનાએ પતિત-પણું અભવ્યજીવને હોય. વિષય જે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શની લાલસાએ પતિતપણું દુર્ભવ્યને હોય, અને કર્મ વર્ગણામાંથી કોઇક કર્મોદય પ્રકૃતિના યોગે, પતિતપણું નિકટ ભવીને યથા પ્રવૃત્તિ કરણે દેશ ગ્રંથી થકી થાય છે; પરન્તુ વિષયવાસનાએ કે લાલસાએ સમજવું નહિં. આમાં અભવ્ય તથા દુર્ભવ્ય, યથા પ્રવૃત્તિકરણે મંદતા કરી વૈરાગ્ય વૃદ્ધિ પામે, અને નિકટભવ્યની મંદતા ક્ષયોપશમ ભાવને પામે.

**પ્રશ્ન**—વૈરાગ્ય અને સંવેગમાં ફેર શો ?

**ઉત્તર**—સંસાર એટલે વિષયકષાયાદિ મહા મલિન-તાના કારણરૂપ શરીર, સ્વજન, પરિવાર, ભોગ વૈભવાદિ થકી

વિરક્તબુદ્ધિ—એટલે તેના પરના રાગનો ત્યાગ તે "વૈરાગ્ય" સમજવો. પુનઃ વૈરાગ્ય એ શું તે જાણવું પ્રથમ જરૂરનું છે. કોઇ પણ વસ્તુ અથવા પદાર્થ તરફ રાગનો અભાવ તે વૈરાગ્ય કહેવાય છે. તે તરફ કંટાળો આવવો અથવા ઉદાસીન વૃત્તિ થવી તેનું નામ પણ વૈરાગ્ય છે. આ વૃતિ ક્યારે ઉદ્ભવે છે, તે ઉપરથી શો બોધ લેવો જોઇએ, અને ખરા અને ક્ષણિક વૈરાગ્યમાં શો ભેદ છે, તેનો યથાર્થ ખ્યાલ આવવાની જરૂર છે.

જો બહુજ સૂક્ષ્મરીતે વિચાર કરીશું તો આપણને જણાશે કે વૈરાગ્ય દુઃખથીજ ઉદ્ભવે છે. જ્ઞાનદ્વારા પણ વૈરાગ્ય થાય, પણ વૈરાગ્યની ખરી અસર તો દુઃખ પડે ત્યારેજ દેખાઇ શકાય. જ્યાંસુધી મનુષ્યને સર્વ ઇચ્છિત પદાર્થ મળે છે, જ્યાંસુધી સઘળા સંજોગો તથા મનુષ્યો અનુકૂળ હોય છે. જ્યાંસુધી સર્વ સ્વજન તથા સ્ત્રી પુત્ર વગેરે સુખમાં હોય છે, અને ધન પણ જોઇતા પ્રમાણમાં પ્રાપ્ત થાય છે, ટુંકમાં કહીયે તો જ્યાં સુધી સર્વ સૃષ્ટિ તેની મરજી મુજબ ચાલતી જણાય છે, ત્યાંસુધી વૈરાગ્યવૃત્તિ જાગતી નથી. ત્યાંસુધી તો પ્રાપ્ત થયેલા સુખમાંજ તે આનંદ માને છે. પણ સર્વનો સંહાર કરનાર કાળ પોતાનું સ્વરૂપ દેખાડે છે, તે સુખ ચિરકાળ નભી શકતું નથી. તેમાં અણધાર્યો બનાવ આવી પડે છે. જે સ્વજનને તે ઇષ્ટમાં ઇષ્ટ ગણતો હોય, અને જેનાથી ક્ષણવાર વિખુટા પડવું તેને સો વરસ જેટલું વિષમ લાગતું હતું, તેનું મૃત્યુ થાય અથવા જે વસ્તુને તે પ્રિય ગણી તેનાપર અત્યંત આસક્તિ રાખતો હોય તે દૈવેચ્છાથી નાશ પામે, અથવા તેના હાથમાંથી સરી જાય, ત્યારે તેના મનમાં એક પ્રકારની ગ્લાનિ ઉત્પન્ન થાય છે; બીજા શબ્દોમાં

કહીએ તો તે વખતે જગત્ ઉપરથી—સંસારના સુખ ઉપરથી વિરાગ થાય છે, તે વૈરાગ્યવૃત્તિ લાંબો કાળ ટકતી નથી. તે વૈરાગ્યના બીજા નામો જે માધ્યસ્થતા, વિરાગતા, શાંતિ, ઉપશમ, પ્રશમ, દોષક્ષય, કષાયવિજય; એ સર્વ વૈરાગ્યના પર્યાય નામ સમજવા. અને એકાન્ત મોક્ષની જ અભિલાષા, શાશ્વત સ્વાભાવિક ચિદાનંદ દાનમય પરમાત્મ પદ પ્રાપ્તિનીજ ઇચ્છા, તેને "સંવેગ" કહીએ—એટલે સંવેગ પ્રાપ્તિવાળો પ્રાણી, એક મોક્ષ સુખ સિવાય અન્ય ઇચ્છા કરતો નથી, એ તફાવત સમવો. વૈરાગ્યવૃત્તિવાળો પ્રાણી મળેલ પુદ્‌ગલિક સુખથી, વિશેષ સુખની ઇચ્છા કરે છે, અને તેથીજ તે સંયમાદિક ગ્રહણ કરી સુગતિ સંપાદન કરે છે.

**પ્રશ્ન**—સદ્‌ગતિ અને દુર્ગતિ શાથી થાય ?

**ઉત્તર**—શુભોપયોગે સદ્‌ગતિ, અને અશુભોપયોગે દુર્ગતિ. અશુભોપયોગે સંસાર લાભ, અને શુદ્ધોપયોગે—એટલે સ્વભાવપરિણતિ તન્મયપણે પરિણમતા મુક્તિ થાય; કારણકે શુભ પ્રકૃતિને ઉદયે જીવના યોગ શુભ વર્તે, તેથી ધર્મ હેતુ શુભ ક્રિયાની સાધના કરે, તેથી પુણ્ય બાંધે, અને તેથી સુગતિ થાય છે, તથા અશુભોપયોગે, અશુભકર્મનો ઉદય થતાં, યોગ અશુભ વર્તે, તેથી અશુભ ક્રિયા વિષયાદિ સેવે તેથી પાપ બંધાય છે, અને તેથી દુર્ગતિ થાય છે; તે માટે પુણ્ય પાપ, શુભાશુભ યોગનો આયત છે, અને ધર્માધર્મ તે શુદ્ધાશુદ્ધોપયોગનો આયત છે, અર્થાત્ રાગદ્વેષ, મોહજનિત અશુદ્ધોપયોગે અધર્મ છે, તેજ મિથ્યાત્વ છે; અને શુદ્ધોપયોગે તે રત્નત્રયરૂપ શુદ્ધાત્મપરણિતી વીતરાગ ભાવ તેજ ધર્મ, અને તેજ સમ્યક્ત્વ છે. માટે પર વસ્તુ જે પુણ્યાદિ તેની પિપાસા કરીશ નહિ, નહિ તો અજ્ઞાનવડે અવરાઇશ.

**પ્રશ્ન**—પૌદ્ગલિક ઇચ્છા તથા મૂર્છા ભાવવડે કરી જીવ પુષ્ટ કરે શું ?

**ઉત્તર**—પૌદ્ગલિક ઇચ્છાએ અજ્ઞાનપણું, અને મૂર્છાએ મિથ્યાત્વ પુષ્ટ કરે છે. માટે હે આત્મન્! શુદ્ધ દેશના સાંભળી અજ્ઞાનને અલગ કરજે.

**પ્રશ્ન**—શુદ્ધ દેશના કોને કહીએ?

**ઉત્તર**—જ્યાં મિથ્યાત્વની પુષ્ટિ ન થાય, આત્મધર્મનો જે માર્ગ છે, તે વિરૂદ્ધ ન પ્રકાશે, પણ આત્મ સ્વરૂપ ઉપાદેયરૂપે પરૂપે, તથા શુભક્રિયાને અત્યાદરપણે પ્રકાશે; પરન્તુ શુભક્રિયાના ફળની વાંચ્છા ન કરાવે, પાપની આસેવના ટાળે; અર્થાત્ તિરસ્કાર રખાવે; ઇત્યાદિક આગમોક્ત રીતે શુદ્ધ દેશના આપે, તે શુદ્ધ દેશના કહીએ.

**પ્રશ્ન**—સત્ય દેશનાનું સ્વરૂપ શું ?

**ઉત્તર**—૧ **પ્રથમ ધર્મદેશના.** ધર્મ–એટલે જીવની શુદ્ધાત્મ પરિણુતિ, તેની સન્મુખ જીવ જેથી થાય, અર્થાત્ તત્વાભિલાષ જેથી પ્રગટ, એવો ઉપદેશ, તે ધર્મદેશના.

૨ **બીજી ગતિ દેશના**–એટલે જે થકી જીવને, વિષય કષાયની મલિન પરિણુતિ વધે, અને ચાર ગતિમાં પરિભ્રમણ કરાય, એવી સાવદ્ય દેશનાથી નિવારી; વિષય–કષાયની મલિન પરિણુતી દૂર થાય, અને ચતુર્ગતિમાં ભ્રમણ ન કરવું પડે, એવી શુદ્ધ નિર્વદ્ય દેશના દે, તે શુદ્ધગતિ દેશના સમજવી.

૩ **ત્રીજી બંધ દેશના**–એટલે જે ઉપદેશ થકી જીવને નાના પ્રકારનાં કર્મોનો બંધ પડે, એવી પ્રવૃત્તિ કરવાનું મન થાય તે બંધ. તે બંધ થકી આત્માને ઉપરાઠો (ન્યારો)

કરાવવો; પરન્તુ એવી દેશના ન દેવી જોઇએ કે-ઉલટો કોસેટાની માફક વિશેષ લપેટાતો જાય, અને જો તેવી દેશના આપે તો, તે અશુદ્ધ બંધ દેશના સમજવી; અને

૪ **ચોથી મોક્ષ દેશના**-તે જે સત્ય બોધ સાંભળવાથી જીવ સમભાવી બને, સમભાવી બન્યા પછી યથાર્થ બોધ ગ્રહી, પોતાનું શુદ્ધ સ્વરૂપ જે સર્વ કર્મથી રહિત મોક્ષરૂપ છે, તે સુખ પ્રાપ્ત કરવા તીવ્ર રૂચિ પ્રગટે, તે મોક્ષ દેશના માનજે.

**પ્રશ્ન**—દેશના શુદ્ધ સ્યાદ્વાદે જૈન ધર્મની છે, એમ ક્યારે કહેવાય ?

**ઉત્તર**—જિન વચનાનુસાર દેશના ચતુર્વિધ છે. ૧ કારણ કાર્યરૂપ, ૨ નિમિત્ત ઉપાદાન સહિત, ૩ દ્રવ્યભાવ-યુક્ત, અને ૪ નિશ્ચય વ્યવહારનય યુક્ત છે.

**પ્રશ્ન**—ધર્મ સાંભળવો, જાણવો અને આદરવો તે કેવી રીતે ?

**ઉત્તર**—વીતરાગ દેવની વાણી સ્યાદ્વાદ રૂપે છે તેને આત્મસ્વરૂપ પ્રરૂપણાની મુખ્યતાયે, જે ધર્મનો સદ્ગુરૂ મહારાજ ઉપદેશ કરે છે, તે ધર્મને અત્યાદર સહિત સાંભળવો. સ્વસમય એટલે વીતરાગ દેવ પ્રણિત સિદ્ધાંતાનુંસાર અને પરસમય એટલે પરશાસ્ત્રાવબોધ, એમ સ્વ—પર, જ્ઞાન પરીક્ષા પૂર્વક જેમ શુદ્ધાશુદ્ધ ધર્મનો પ્રકાશ ભાસ ન થાય, તેમ તે શુદ્ધ રત્નત્રયી આરાધન રૂપ ધર્મને વિવેક બુદ્ધિએ જાણવો. તથા જેને પોતાના દ્રવ્ય, ગુણ, પર્યાય, પોતાનાજ શુદ્ધાત્મ દ્રવ્ય, ગુણ, પર્યાય પરિણતિ રૂપે, પરિણમ્યા છે, તેનો પ્રરૂપેલો ધર્મ આદરવો.

**પ્રશ્ન**—શ્રી **વીત**રાગવાણી શ્રવણુ થાય ક્યારે?

**ઉત્તર**—જ્યારે જીવને, ચાર ઘાતી કર્મનો ક્ષયોપશમ થાય ત્યારે જ વીતરાગવાણી શ્રવણુ કરી શકાય છે. તે ચાર કર્મ કયાં? ૧ **અંતરાય કર્મ** અને દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમે જીનવાણી સાંભળવાની રૂચિ થાય; ૨ **દર્શનાવરણીય** તથા ૩ **જ્ઞાનાવરણીય** કર્મના ક્ષયોપશમે વાણી કાને સાંભળે તથા સમજે; અને ૪ **મિથ્યાત્વ મોહનીય કર્મ**ના ક્ષયોપશમે જિનવચન આત્મ સ્વરૂપનું જ્ઞાન યથાર્થ સદ્દહણામાં આવી શકે છે.

**પ્રશ્ન**—હવે જ્ઞેય અને ઉપાદેયનું સ્વરૂપ શું?

**ઉત્તર**—સમભાવે હેય, યથાર્થે જ્ઞેય, અને સ્વરૂપે ઉપાદેય. સારાંશ કે આત્મસ્વભાવમાં રહેતાં સર્વ અનાત્મિક પરભાવનો "**હેય**" એટલે ત્યાગ થાય છે; યથાર્થ જ્ઞાન થયે "**જ્ઞેય**" એટલે જાણવા યોગ્ય પદાર્થોનું જ્ઞાન થાય છે; અને જ્ઞાન, દર્શનાદિ ગુણોને અનુયાયી ચેતના થયે સ્વરૂપ ગ્રહણ રૂપ "**ઉપાદેય**" થાય છે; એટલે પોતાનું સ્વરૂપ જે સ્વગુણી આત્મા જે છે તેને આત્માએ ગ્રહવો, તે જ "ઉપાદેય" નો ભાવાર્થ સમજજે.

હે આત્મન્! પ્રથમ ચેતનાનું સ્વરૂપ સમજી, સ્વગુણને સંગ્રહજે, અને પરગુણને પરિહરજે.

**પ્રશ્ન**—ચેતના એટલે શું?

**ઉત્તર**—જ્ઞાન, દર્શન, સ્વભાવરૂપ આત્મલક્ષણ એટલે સુખ દુઃખનું જે ભાન થવું, ચેતવું–એટલે સુખે દુઃખે જે ચેતે તેને ચેતના કહીએ. તે જીવનું લક્ષણ છે. તે ચેતનાના મૂળ બે ભેદ છે, તે ૧ **જ્ઞાન ચેતના**; ૨ **અજ્ઞાન ચેતના.**

તેમાંહી અજ્ઞાન ચેતના બે પ્રકારે છે, તે ૧ કર્મ ચેતના, ૨ કર્મફળ ચેતના. તેમાં કર્મચેતના તે રાગ દ્વેષાદિને વિષે જીવનું પરિણમન જાણવું, અને શુભાશુભ કર્મ ફળનું વેદવું તે કર્મફળ ચેતના જાણવી. જ્ઞાન ચેતનાનો કોઇ ભેદ છે નહિં; કારણ કે—તે આત્માના શુદ્ધોપયોગરૂપ શુદ્ધ પરિણતિ સ્પર્શન જ્ઞાન રૂપ છે, તે સમ્યક્ દ્રષ્ટિ આત્માને હોય છે. કર્મ ચેતના ત્રસ જીવને, અને કર્મ ફળ ચેતના એકેન્દ્રિયાદિકને હોય છે. જ્યારે જીવને જ્ઞાન ચેતના પ્રગટે, ત્યારે કર્મ ચેતના તથા કર્મ ફળ ચેતના ટળે છે, અને ટળવાથી જ ધર્મ નિપજે છે.

**પ્રશ્ન**—ધર્મ જીવને શાથી નિપજે ?

**ઉત્તર**—જ્યાં સુધી મિથ્યાત્વ છે, ત્યાં સુધી ભર્મમાં પડે છે, તથા જ્યાં સુધી શુદ્ધ વા અશુદ્ધ ક્રિયા છે, ત્યાં સુધી શુભ વા અશુભ કર્મ બંધ છે. અને જ્યારે શુધ્ધોપયોગે પ્રવર્તે ત્યારે જ ધર્મ છે, એમ સમજવું. અર્થાત્ જ્યાં સુધી જીવના પરિણામ સંકલ્પ વિકલ્પમાં પ્રવર્તે છે, ત્યાં સુધી શુભાશુભ કર્મ બંધ બાંધે છે; અને જ્યારે નિર્વિકલ્પ દશામાં જીવ પરિણમે–પ્રવર્તે, ત્યારે શુદ્ધ ધર્મ પ્રગટે; એમ વિકલ્પે કર્મ લાભ, અને નિર્વિકલ્પે ધર્મ લાભ જાણવો.

**પ્રશ્ન**—ચતુર્વિધ ધર્મ તથા તેના ફળ પરિણામ સહિત યથાર્થ શું ?

**ઉત્તર**—૧ પ્રથમ આચાર ધર્મ તે શું, આચારનું સેવન કરવું જેથી અનાચારનો ત્યાગ થાય, ૨ બીજો દયા ધર્મ, તે સર્વ પ્રાણી માત્રને આત્મવત્ જાણી સર્વ પ્રત્યે

સમાન મૈત્રીભાવ દર્શાવી, યથા શક્તિ ઉપકારાદિ કરી, તેમનું નિરંતર ભલું ચિન્તવવું, પરન્તુ અંતરમાં કદાપિ કાલે પણ અપરાધિનું બુરૂં ચિંતવવાના દ્વેષી પરિણામ ન રાખે, તથા તે પ્રત્યે બેપરવાઈ પ્રવૃત્તિ પણ ન દાખવે. ૩ ત્રીજો ક્રિયા ધમ, તે સામાયિક, પોષધ, પતિક્રમણું, સંયમાદિ શુભ કરણી વિધિએ આદર સહિત કરે, જેથી કર્મરૂપ કાટ ઉતરે, ભવ સંતતિ ઘટે, પરંપરાએ મુક્તિ માર્ગે જોડાય. અને ૪ ચોથો વસ્તુ ધર્મ, તે જે થકી વસ્તુએ એટલે આત્મસ્વરૂપાનુગત પૂર્ણ બોધ ઉપજે, સ્વરૂપાચરણ સ્વરૂપ રમણ થાય, અને શુભાશુભ સમસ્ત કર્મ નિર્જરે તેવો સર્વોત્તમ વસ્તુ ધર્મ સમજવો તેજ ધર્મ આત્માને ઉન્નત બનાવે છે અને ક્રમે ક્રમે ગુણશ્રેણિએ ચડાવે છે.

ખરીરીતે વસ્તુ ધર્મ જે છે તે એ આત્માની (સ્વદ્રવ્ય) સ્વાનુભવગમ્ય વસ્તુ છે. કારણ કે, કિલષ્ટ કર્મના એટલે પરપુદ્ગલના સંસ્કારો દૂર થવાથી રાગ દ્વેષની વૃત્તિઓ નરમ પડવાની સાથે જે સ્વદ્રવ્ય જે આત્માના અંતઃકરણની શુદ્ધિ થાય છે, તે જ મૂળ "વસ્તુ ધર્મ" છે. અને તે મૂળ ધર્મને સંપાદન કરવા જે સંયમાદિ લેઇ શુદ્ધ ક્રિયાઓ કરવામાં આવે છે, તે પણ ધર્મ રાજાનો પરિવાર હોવાથી "ધર્મ" કહેવાય છે.

ઉપર્યુકત વસ્તુધર્મનું પાલન કરનારા આત્માઓ ક્રમશઃ આત્મશક્તિમાં આગળ વધતા, આત્માની ઉંચી શ્રેણિને પ્રાપ્ત કરે છે. કેવી રીતે ? તે હવે જોવાય છે.

## ગુણશ્રેણી અથવા ગુણસ્થાન

વીરપ્રભુએ શ્રી સમવાયંગજી સૂત્રમાં ચૌદ શ્રેણિઓ

બતાવી છે. આ શ્રેણિઓ, ગુણસ્થાનની છે. ગુણસ્થાન એટલે ગુણનો વિકાસ. સ્વદ્રવ્ય જે આત્માના ગુણોનો વિકાસ, યથાયોગ ક્રમશઃ ચૌદ શ્રેણિઓમાં થાય છે.

પહેલી શ્રેણી (પંક્તિ) ના જીવો કરતાં બીજી ત્રીજી શ્રેણીના જીવો આત્મ ગુણના વિકાસમાં આગળ વધેલા હોય છે અને તે કરતાં ચોથી શ્રેણીના જીવો વધુ ઉન્નતિ ઉપર હોય છે. આ પ્રમાણે ઉત્તરોત્તર શ્રેણીના જીવો યથા સંભવપૂર્વ પૂર્વશ્રેણીના જીવોથી અધિક ઉન્નતિ ઉપર પહોંચેલા હોય છે. યાવત્ ચૌદમી શ્રેણીમાં આવેલાઓ અતિ નિર્મળ પરમ કૃતાર્થ હોય છે અને તત્કાલ મુક્તિમાં આરૂઢ થઈ જાય છે. બધા પ્રાણિઓ પહેલાં તો પ્રથમશ્રેણીમાં વર્તનારા હોય છે, પણ એમાંથી જેઓ, આત્મબલ ફોરવી આગળ વધવાનો પ્રયાસ કરે છે, તેઓ ઉત્તરોત્તર શ્રેણિઓમાં યોગ્ય ક્રમથી પસાર થતાં અન્તતઃ ચૌદમી શ્રેણીમાં આવી પહોંચે છે. મંદ પ્રયત્નવાળાઓને વચલી કેટલીક શ્રેણિઓમાં વધારે રોકાવું પડે છે, જેથી તેરમી ચૌદમી શ્રેણીએ પહોંચવામાં એઓને ઘણો—બહુ ઘણો વિલંબ લાગે છે. કેટલાક પ્રબલ પુરૂષાર્થ ફોરવનારા તીવ્ર વેગથી કામ લેતા વચલી શ્રેણિઓની મુલાકાત લેવામાં વધુ વખત ન લગાડતાં ફોરન તેરમી ચૌદમી શ્રેણી ઉપર આવી પહોંચે છે.

આ વિષય સૂક્ષ્મ હોવા છતાં સમજવામાં ધ્યાન અપાય તો મજાનો લાગે એવો છે. આ આત્માની ઉત્ક્રાન્તિની વિવેચના છે—મોક્ષ મહેલ ઉપર પહોંચવાને ચૌદ પગથીઆની નીસરણી છે. પહેલા પગથિઆ સર્વ જીવો ચઢવા માંડે છે અને કોઇ હળવે તો કોઈ ઉતાવળથી ચઢતા ચૌદમે પગથિએ પહોંચી તત્કાળ મોક્ષ મહેલમાં પ્રવેશ કરે છે.

કેટલાક ચઢતાં ચઢતાં ભાન નહિ રાખવાથી નીચે પહેલે પગથિએ જઈ પડે છે. અગીઆરમાં પગથિઆ સુધી પહોંચેલાઓને પણ મોહની ફટકો લાગવાથી એકદમ નીચે પડવાનું થાય છે કે ચઢતાં ચઢતાં લગારે પ્રમાદ કે લગારે ગફલત ન થવી જોઈએ. બારમે પગથિએ પહોંચ્યા પછી પડવાનો કોઈ જાતનો ભય રહેતો નથી. આઠમે નવમે પગથિએ મોહનો ક્ષય શરૂ થયા પછી એટલે ક્ષપક શ્રેણિ આરૂઢ થયેલ જીવને પાછા પડવાનો ભય ટળી જાય છે. આ વિષયને લગાર ટૂંકમાં કહી જઇએ.

**ચૌદ ગુણ શ્રેણિઓનાં નામ:—**

મિથ્યાદ્રષ્ટિ, સાસ્વાદન, મિશ્ર, અવિરત સમ્યગ્ દ્રષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત, અપ્રમત્ત, અપૂર્વ કરણ, અનિવૃત્તિ, સૂક્ષ્મ સંપરાય, ઉપશાન્ત મોહ, ક્ષીણમોહ, સયોગ કેવલી અને અયોગી કેવલી; એ ચૌદ.

## ૧ મિથ્યાદ્દષ્ટિ ગુણસ્થાન.

સર્વ જીવો પહેલાં તો અધોગતિમાં હોય છે, એ સહુ સમજી શકે છે. અત એવ પહેલી શ્રેણીમાં વસતા જીવો મિથ્યાદષ્ટિવાળા હોય છે. મિથ્યાદષ્ટિ એટલે વસ્તુના યથાર્થ જ્ઞાનનો અભાવ. આ પહેલા પગથિયા ઉપરથી આગળ વધાય છે. આ દોષયુક્ત પ્રથમ શ્રેણી અથવા આ દોષયુક્ત પ્રથમ પગથિયું શો એવો ગુણ ધરાવે છે કે જેથી તેને પણ "ગુણ શ્રેણી" અથવા "ગુણસ્થાન" શબ્દ ઘટી શકે ? એવો સહજ પ્રશ્ન અહીં ઉભો થઇ શકે છે. આના સમાધાનમાં એમ સમજવું કે, દરેક જીવો—સૂક્ષ્મમાં

સૂક્ષ્મ અને એકદમ નીચેની હદના જીવોમાં પણ કિંચિત્ ચૈતન્યમાત્રા તો અવશ્ય ઉજ્વાળ રહેલી હોય છે, અને એ ગુણને લીધે મિથ્યાદૃષ્ટિને પણ "ગુણસ્થાન" શબ્દ લાગુ પડી શકે છે.

**પ્રશ્ન**—મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્દૃષ્ટિનો આચાર તથા ઉપયોગમાં તફાવત શું ?

**ઉત્તર**—મિથ્યાદૃષ્ટિ જીવને શુભાચાર હોય, પરન્તુ શુભોપયોગ ન હોય, અને સમ્યગ્દૃષ્ટિ જીવને શુદ્ધોપયોગ હોય, તેને શુભોપયોગ આચરણરૂપે હોય, પણ આદરણીય ન હોય, અને મિથ્યાદૃષ્ટિ જીવને શુભ આચરણરૂપ હોય, પણ તે અશુદ્ધોપયોગના ઘરનો અશુભોપયોગ હોય, છતાં કોઇ સમયે તેને શુભોપયોગ ઉપચારે કહેવો પડે, એટલો તફાવત સમજવો.

**પ્રશ્ન**—શુદ્ધાશુદ્ધોપયોગ સમ્યગ્દૃષ્ટિ તથા મિથ્યાદૃષ્ટિ આશ્રિ કેવા રીતે હોય ?

**ઉત્તર**—શુદ્ધોપયોગ સમ્યક્ત્વ પામ્યા પછી હોય છે. માટે તે સમ્યક્દૃષ્ટિને જાણવો, તે ચતુર્થ ગુણસ્થાનથી બારમાં ગુણસ્થાન સુધી શુભોપયોગ મિશ્રિત હોય છે, અને પછી તેરમે ગુણસ્થાને પૂર્ણ પદ થાય છે. અશુદ્ધોપયોગ સર્વે સંસારી મિથ્યાદૃષ્ટિ જીવોને હોય છે, તે મધ્યે મિથ્યા દૃષ્ટિને શુભ ક્રિયા હોય, પરન્તુ શુભોપયોગ હોય નહિ; કેમ જે શુભોપયોગ જે છે તે તો શુદ્ધના ઘરનો છે માટે અને તે તો સમ્યગ્દૃષ્ટિને અણઇચ્છકરૂપે નિર્વાંચ્છક ભાવે હોય છે, અને મિથ્યાત્વીને શુભોપયોગ, શુભ-ક્રિયા, શુભાચારરૂપ હોય, પણ નિયાણારૂપ—એટલે પૌદ્-ગલિક સુખ વાંચ્છારૂપ હોય, તે હેતુએ અશુદ્ધોપયોગ જાણવો.

**પ્રશ્ન**—સમ્યક્દષ્ટિ અને મિથ્યાદષ્ટિ જીવોને દ્રવ્ય, ભાવ નિર્જરામાં તફાવત શું ?

**ઉત્તર**—નિર્જરા—એટલે કર્મનું **સાટન** કરવું—ખપાવવું. જેમ પક્ષિની પાંખપર લાગેલ રજને પક્ષિ ખંખેરી નાખે છે, તેમ આત્મપ્રદેશે લાગેલા કર્મને ખંખેરી નાખવા તે. તે માંહી મિથ્યાદ્રષ્ટિને નિર્જરા, આશ્રવ બંધ પૂર્વક હોય; અને સમ્યક્દષ્ટિને સંવર પૂર્વક દ્રવ્ય ભાવ નિર્જરા હોય; કેમકે તેને જ્ઞાન શક્તિ અને વૈરાગ્યનું બળ છે તેથી ત્યાં જ્ઞાન શક્તિ તે શુદ્ધ સ્વરૂપનો અનુભવ, અને વૈરાગ્ય બળ તે અશુદ્ધોપયોગનું નિવારણ; જેથી દ્રવ્ય ભાવ નિર્જરા કરે છે. જ્ઞાનોપયોગે ભાવ નિર્જરા શી રીતે થાય ? જ્ઞાનોપયોગે કરી—રાગદ્વેષ—મોહા દ મલીન પરિણતિને ઘટાડવી તે ભાવ નિર્જરા સમજવી. દ્રવ્ય નિર્જરા કેવી રીતે થાય ? વૈરાગ્ય બળ વડે કરી કર્મ વર્ગણાના પુદ્દગલોનું ઘટાડવું થાય, ત્યાં દ્રવ્ય નિર્જરા જાણવી—એટલે જે કર્મ ઉદય આવે છે તે નિર્જરે પણ પાછાં નવાં બાંધતો નથી. અને કદાચ બંધ કરે તો પણ અલ્પજ કરે, જેથી અલ્પ પ્રયાસે મહા નિર્જરા સમ્યક્ દ્રષ્ટિ જીવો જ્ઞાનશક્તિ અને વૈરાગ્ય બળે દ્રવ્ય, ભાવ નિર્જરા કરે છે અને મિથ્યાદ્રષ્ટિ જીવો જે છે તેને કર્મ નિર્જરા અલ્પ થાય છે ખરી; પરન્તુ ફરી ઘણાજ કર્મનો બંધ કરે છે, કારણ કે જ્ઞાનશક્તિ નહિ હોવાથી, કર્મોદયે આર્ત્ત—રૌદ્ર ધ્યાન ધ્યાયી મહા કર્મબંધ બાંધે છે. તેમાં એટલું ખાસ સમજવાનું છે કે, માર્ગાનુસારી સન્મુખભાવી કર્મ નિર્જરા સમયે અલ્પ બંધ કરે છે ખરો; તોપણ સમ્યક્દ્રષ્ટિ પ્રમાણે સમજવું નહિ.

**પ્રશ્ન**—કર્ત્તાએ કર્મ, અને ક્રિયાએ બંધ શી રીતે ?

**ઉત્તર**—જેવો કર્ત્તા હોય તેવું કર્મ નિપજે, તથા જ્યાં જેવો હેતુ હોય, ત્યાં તેવી ક્રિયા થાય અને શુભાશુભ ક્રિયા વડે કરી, શુભાશુભ કર્મ-બંધ બંધાય. કહ્યું છે કેઃ-

**દુહો**—કર્ત્તા પરિણામી દ્રવ્ય, કર્મ રૂપ પરિણામ;
ક્રિયા પર્યાય થકી ફરે, વસ્તુ એક ત્રયનામ. ૧

**પ્રશ્ન**—ચતુર્વિધ બંધ હેતુપૂર્વક કહો.

**ઉત્તર**—યોગ અને કષાય પ્રત્યાબંધ ચાર પ્રકારે છે. ત્યાં એકલા યોગની હલ ચલ પ્રકૃત્તિ બંધ અને પ્રદેશ બંધ થાય છે, અને કષાયેકરી સ્થિતિબંધ અને રસ બંધ નિપજે છે.

**પ્રશ્ન**—જીવ પરભવનું આયુષ્ય કેવાં પરિણામે બાંધે ?

**ઉત્તર**—યોગ પ્રવૃત્તિએ પ્રદેશ બંધ અને પ્રકૃત્તિ બંધ નિપજે. તે કર્મ વર્ગણા દલિકોનો સંચય થાય, તથા યોગ અને લેશ્યા એ બન્ને એકઠા મળે ત્યારે પ્રકૃત્તિ અને પ્રદેશ બંધ નીપજે તથા ધ્યાન અને કષાય એ બે મળે, ત્યારે સ્થિતિબંધ અને રસ બંધ નીપજે. પરન્તુ જ્યારે યોગ કષાય ધ્યાન અને લેશ્યા એ ચારના શુભાશુભ યથા-યોગ્ય એકત્ર સંયોગ મળે, ત્યારે જીવ પરભવાયુ બાંધે છે. તેમાં ખરાબ ધ્યાન યોગે કષાય તિવ્ર પ્રગટે જેથી પતિતપણુંજ કરાવે છે.

## ૨. આસાદન ગુણસ્થાન.

"આસાદન" એટલે અતિ તીવ્ર ક્રોધાદિ કષાયો, તે કષાયોથી યુક્ત, એ "સાસાદન" કહેવાય. સમ્યગ્દર્શનથી પડતી અવસ્થાનું નામ છે. સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પછી પણ ક્રોધાદિ અતિ તીવ્ર કષાયોનો ઉદય થતાં પડવાનો વખત આવે છે. આ ગુણસ્થાન, પડતી અવસ્થા રૂપ હોવા છતાં પણ તેની પૂર્વે સમ્યગ્દર્શન રૂપ અમૃતનું પાન થઈ ગયેલું હોવાથી આ ગુણસ્થાનવાળાને, "સંસારમાં કેટલો કાળ ભટકવાનું છે" એની અવધિ બંધાઇ ગઈ હોય છે.

## ૩. મિશ્ર ગુણસ્થાન.

આત્માના એવા વિચિત્ર અધ્યવસાયનું નામ છે કે એ ગુણસ્થાનવાળો સત્યમાર્ગ અને અસત્યમાર્ગ એ બંને ઉપર શ્રદ્ધાનો ભાવ ધરાવે છે. અથવા જે દેશમાં ફક્ત નાળિએર-નોજ ખોરાક હોય, અને એથી તે દેશના લોકોને જેમ, અન્ન ઉપર રાગ કે દ્વેષ ન થાય, તેમ આ ગુણસ્થાન-વાળાને પણ સત્યમાર્ગ ઉપર રૂચિ કે વૈમનસ્યનો પરિણામ હોતો નથી. ખોળ અને ગોળ સરખો માનવામાં જેવી મોહ-મિશ્રવૃત્તિ રહેલી છે, તેવા પ્રકારની મોહમિશ્રવૃત્તિ આ ગુણસ્થાનમાં સંભવે છે. પરન્તુ દ્વિતીય ગુણસ્થાનની પેઠે આ ગુણસ્થાનની પૂર્વે પણ સમ્યક્ત્વ રૂપ અમૃતનું પાન થઇ ગયેલું હોવાથી, આ ગુણસ્થાનવાળાને પણ ભવ ભ્રમણના કાળનો છેડો બંધાઈ ગયેલો હોય છે.

આ ગુણસ્થાને વર્તતા જીવને જે કંઈ યત્‌કિંચિત્ આત્મ પ્રદેશની ઉજ્જવળતા થઇ છે, તે ઉજ્જવળતા વધારવા સત્ય પુરૂષાર્થ કરે તો આગલે પગથિએ ચઢી શકે છે; પરન્તુ જો પુરૂષાર્થની મંદતા થાયતો, આગળ વધવાને બદલે ઉલટો

પતિત થાય છે; કારણ કે આત્મપ્રદેશે ગુણ, પર્યાયની હાની, વૃદ્ધિ થયા જ કરે છે, માટે સ્વગુણમાં રમવા, સ્વ-ઉપયોગે વર્તવું ઉચિત છે.

**પ્રશ્ન**—આત્મ પ્રદેશે, ગુણ, પર્યાયની વૃદ્ધિ હાની કેવી રીતે થાય?

**ઉત્તર**—આત્માના પ્રદેશ અસંખ્યાત છે. તે પ્રત્યેક પ્રત્યેક પ્રદેશે અનન્તા જ્ઞાનાદિ ગુણોની અનન્ત શક્તિ છે. અને પ્રત્યેક પ્રદેશે, ઉપયોગ પલટણ રૂપ જ્ઞાનાદિ ગુણોના અનન્ત પર્યાયો છે, આવી રીતે શુદ્ધાત્મ પ્રદેશે મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને છેવટે કેવલ જ્ઞાનની વૃદ્ધિ જાણવી; અને અશુદ્ધાત્મ પ્રદેશે, પૂર્વોક્ત ગુણ, પર્યાય સાથે રહેલી અનન્ત કર્મ પુદ્ગલની વર્ગણાનું જોર વિશેષ વધવાથી, સ્વદ્રવ્ય જે આત્માના ગુણોની હાની થાય છે, માટે ચેતીને ચાલજે, નહિતો દ્રવ્ય, ગુણ, પર્યાય બગડતા વાર લાગશે નહિ.

**પ્રશ્ન**—દ્રવ્ય, ગુણ, પર્યાય શાથી બગડે?

**ઉત્તર**—જ્ઞાનાવરણીયાદિ કર્મના આવરણે દ્રવ્ય બગડે, તથા રાગ-દ્વેષ વિભાવપરિણતિએ ગુણ બગડે, અને મનોયોગ કલ્પનાએ, પર્યાય વિકારભાવને પામે છે. તેથી તું ચેતજે, નહિ તો આત્માના દ્રવ્ય, ગુણ, પર્યાયની ઘાત થશે.

**પ્રશ્ન**—આત્માના દ્રવ્ય, ગુણ અને પર્યાય ઘાતક કોણ?

**ઉત્તર**—જેમ જેમ અજ્ઞાનનું જોર વધે છે, તેમ તેમ આત્મ દ્રવ્યનો ઘાત થાય છે. મિથ્યાત્વ જે છે તે આત્મ ગુણનો ઘાત કરે છે. અવિરતિ જે છે તે આત્મિક સુખ પર્યાયનો ઘાત કરે છે. તથા અજ્ઞાન અને મિથ્યાત્વ જે છે તે આત્માનું સ્વ-દ્રવ્યપણું દાબે છે-એટલે આત્મ સ્વભાવ પરણુતિ રૂંધે છે અને અવિરતિ દોષ જે છે તે આત્મિક સુખ રૂંધે છે, તે માટે તું તે તરફ લક્ષ રાખી સ્વઉપયોગે પ્રવર્તજે; નહિતો તારા ગુણ, પર્યાયની ઘાત થશે.

**પ્રશ્ન**—ગુણ, પર્યાય ઘાતક કોણ ?

**ઉત્તર**--સ્વદ્રવ્ય જે આત્માના ગુણ, પર્યાય ઘાતક-૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ મોહનીય, ૪ અંતરાય; એ ચાર કર્મ ઘનઘાતી છે, અને શેષ વેદનીય, આદિ ચાર કર્મ જે છે તે, મૂળ તો અઘાતી છે; પરન્તુ જ્યારે તે મોહમિશ્રિત થાય છે, ત્યારે તે ઘાતકપણે પરિણમે છે, તે સર્વ કર્મ મધ્યે અતિ પ્રબળ મોહનીય કર્મ છે, તેની અઠયાવીસ પ્રકૃત્તિઓ છે. તે મોહ, રાગ અને દ્વેષ એ ત્રણ ભાગે વહેંચીએ ત્યાં મોહ શબ્દે મિથ્યાત્વ મોહનીય જાણવી, અને રાગ દ્વેષ શબ્દે ચારિત્ર મોહનીય જાણવી.

પ્રથમની ત્રણ પ્રકૃત્તિ જે મિથ્યાત્વ મોહનીય, મિશ્ર મોહનીય અને સમ્યક્ત્વ મોહનીય એ નિર્મળ સમ્યક્ત્વ ગુણની ઘાત કરે છે, અને બીજી ચારિત્ર મોહનીય કર્મની પચવીસ પ્રકૃત્તિઓ છે, તે મધ્યે ક્રોધ, માન, એ બે ચાર

ચોકડીની લેતા આઠ થાય, અને નવ નોકષાયમાંથી અરતિ, શોક, ભય અને દુગંચ્છા એ ચાર ગણતાં સર્વ મળી બાર પ્રકૃત્તિ, દ્વેષના ઘરની, અથવા રાગ–દ્વેષ જનિત છે. અને શેષ, માયા લોભ આદિ આઠ કષાય, અને હાશ્ય, રતિ, ત્રણ વેદ જે સ્ત્રી, પુરૂષ અને નપુંસક એ પાંચ મળીને તેર પ્રકૃત્તિઓ રાગના ઘરની છે. એને મોહનીય કર્મ મુંઝવી મારે છે.

**પ્રશ્ન**—મોહનીય કર્મનું લક્ષણ સહિત સ્વરૂપ શું?

**ઉત્તર**—જેમ મદિરા પીવાથી વિભ્રમતા થાય છે, તેમ મોહ વિભ્રમતા વડે કરી, આત્મ સ્વરૂપને વિપરીત જાણે. જેમ છીપને રૂપુ કહે, તે મિથ્યાત્વમોહની, મિશ્રમોહની, તે કાંઇક ડામાડોળપણે સંદેહયુક્ત અનિર્ધારપણે જાણે, પરન્તુ આત્મજ્ઞાન પ્રત્યે પામવા ન દે; સમ્યક્ત્વમોહની, તે સમ્યગ્ વસ્તુ ઉપર મોહ ઉપજાવે. દેવ, ગુરૂ આદિપર મારાપણા રૂપ મમત્વ કરાવે તથા જીન વચન મધ્યે શંકા કંખાદિ કાંઇક વિભ્રમતા રૂપ ચિત્ત મલિનતા કરાવે, તે તથા અનન્તો છે અનુબન્ધ કર્મ વિપાક રસ જેનો, તેને અનન્તાનુબંધી કષાય કહેલ છે. તેને તોડીશ તોજ તારા દ્રવ્ય, ગુણ, પર્યાય સુધરશે. માટે પ્રથમ કષાયનું સ્વરૂપ સમજજે.

## કષાય વક્તવ્યતા.

રાગ દ્વેષથી વ્યાપ્ત, મિથ્યાત્વથી મલીન થયેલી કલુ-

ષિત બુદ્ધિ–દ્રષ્ટિ વડે મંચાશ્રવરૂપ અતિશય બળને લીધે આર્ત્તરૌદ્ર ધ્યાનના તીવ્ર પરિણામવાળો, કાર્યાકાર્ય વિનિશ્ચય અને સંખ્યાક્લેશ વિશુદ્ધિ લક્ષણોથી મૂઢ, આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ સંજ્ઞારૂપ ક્લેશગ્રસ્ત, અષ્ટ પ્રકારના કલિષ્ટ કર્મના નિકાચિત્ત બંધનથી ભારે થયેલો સેંકડો ગતિને વિષે જન્મ મરણ વડે નિરંતર બહુ પ્રકારના પરિભ્રમણ વડે ભમેલો, હજારોગમે અવિચ્છિન્ન દુઃખવડે અત્યંત ભારાક્રાંત થવાથી દુર્બળ, કરૂણાજનક સ્થિતિવાળો, અને વિષય સુખની તૃષ્ણાવાળો એવો (દીન દુઃખી) કષાયી કહેવાય છે.

મદાંધ—પુરૂષ જેમ કોઇ પિત્ત પ્રકોપથી વિપરિત મતિવાળો મદ્ય અને સાકરથી સારી રીતે સંસ્કારેલ મનોહર ક્ષીર ભોજનને કડવું લેખે છે, તેમ રાગ દ્વેષના ઉદયથી ઉદ્ધત–ઉન્મત્ત બનેલા જાતિ, કુળ, રૂપ, બળ, તપ, લાભ, ઐશ્વર્યતા–ઠકુરાઈ અને શ્રુત મદથી અંધ થયેલાં નામર્દો નિશ્ચયે કરીને મધુર તથા અનુકંપાએ કરી ઉત્તમ પુરૂષોએ ઉપદેશેલા હિતકારી સત્ય વચનોને અણઆદરતા આલોક તથા પરલોકમાં હીતકારી માર્ગને પણ જોઇ શકતા નથી. માટે મદ, મત્સર અને દંભ આદિ ત્યાગીશ તોજ તારૂં શ્રેય થશે.

## દંભ ત્યાગાધિકાર.

[ શ્રી ઉમાસ્વામીવાચકવિરચિત " શ્રી પ્રશમરતિ પ્રકરણ " પરથી. ]

૧ હે ભવભિરૂ આત્મન્! દંભ એ મુક્તિલતાને બાળી નાખવાને અગ્નિ સમાન છે, ક્રિયાકાંડ કરવામાં રાહુ સમાન છે, જનસમુદાયમાં અળખામણા થવાનું કારણ છે, અને અધ્યાત્મ ( આત્મ ) સુખ પ્રાપ્ત કરવામાં મહા વિઘ્નરૂપ છે.

૨ દંભ એ જ્ઞાન-ગિરીને ભેદી નાખવામાં વજ્ર સમાન છે, કામાગ્નિને પ્રદિપ્ત કરવામાં ઘી સમાન છે, સર્વ કષ્ટનો સહોદર છે અને વ્રતરૂપ લક્ષ્મીને લૂંટવામાં ચોર સમાન છે અર્થાત્ તેથી સર્વવ્રત નિયમોનો સર્વથા લોપ થઇ જાય છે.

૩ દંભવડે જે વ્રતધારી પરમપદને વાંછે છે તે લોહ નાવમાં બેસી સમુદ્રનો પાર પામવા ઇચ્છે છે અર્થાત્ દંભી માણસ વ્રત-નિયમ સંબંધી કષ્ટને સહન કરવા છતાં પણ ભવાટવીમાંજ ભમે છે.

૪ જો દંભ દૂર તજ્યો નથી તો વ્રતવડે કે તપવડે કંઈ વળવાનું નથી. અંધ માણસને આંખાવના દર્પણ તેમજ દીપક વડે શો ઉપકાર થઈ શકે ? અર્થાત્ કંઈ નહિ.

૫. જેમ ડાઘવડે મહામણિ પણ દૂષિત થાય છે તેમ દંભ વડે કેશ લોચ, ભૂમિ શય્યા, નિર્દોષ ભિક્ષાભોજન અને બ્રહ્મચર્યાદિ સર્વ વ્રતો દૂષિત થઇ જાય છે.

૬ રસ લંપટતા, શરીર શોભા, અને કામ ભોગાદિક સુખો ત્યજી શકાય પરન્તુ દંભ ત્યજવો મહાન્ મુશ્કેલ છે.

૭ જેમ અસતીનો આચાર અશીલની વૃદ્ધિ માટે થાય છે, તેમ વેષધારીના વ્રતો દંભવડે અવ્રતની વૃદ્ધિ માટે થાય છે.

૮ મૂઢ માણસો દંભનો કર્મવિપાક જાણવા છતાં પણ તેનેજ આદરતા થકા પગલે પગલે સ્ખલના પામે છે.

૯ અહો ! મોહનું કેવું મહાત્મ્ય છે કે મૂઢ માણસ જેમ કાજળથી રૂપને કાળું કરે છે તેમ દંભ વડે ભાગવતી દીક્ષાને પણ દૂષિત કરે છે.

૧૦ જેમ કમળમાં હિમ, શરીરમાં રોગ, વનમાં

અગ્નિ, દિનમાં રાત્ર, ગ્રંથમાં અજ્ઞાન અને સુખમાં ક્લેશ વિઘ્નરૂપ છે તેમ ધર્મમાં દંભ વિઘ્નકારી છે.

૧૧ ચારિત્રમાં શિથિલાચારી છતાં દંભ રહિત શુદ્ધ સિદ્ધાંતાર્થભાષી અને ગુણાનુરાગી સાધુની સમયોચિત્ત અલ્પ પણ યતના નિર્જરારૂપ થાય છે. દંભરહિત થોડી પણ સત્ ક્રિયા સફળ થાય છે.

૧૨ વ્રતનો ભાર ઉપાડવાને પોતે અસમર્થ છે એમ જાણતા છતાં જે દંભથી પોતામાં સાધુપણું જણાવે છે તેમનું નામ લેતા પણ પાપ લાગે છે.

૧૩ જે સમ્યક્ અવસર ઉચિત પણ સંયમ-યતના કરતા નથી તે દાંભિક લોકો યતિ ( સાધુ ) નામથી જ જગત્ને ઠગનારા છે.

૧૪ દંભિ મનુષ્ય ધર્મને બાને અતિ ખ્યાતિના લોભથી પોતાના પાપ ઉપર ઢાંક પિછોડો કરી કપટ કેળવી પોતે નીચ છતાં જગત્ને તૃણ તુલ્ય લેખે છે.

૧૫ દંભી પ્રાણી માયા-કપટથી, આપબડાઈ અને પારકા અપવાદ બોલવાથી પરભવમાં પણ યોગ માર્ગ પામવામાં અંતરાયરૂપ એવા કઠણ કર્મ બાંધે છે.

એટલા માટે આત્માર્થી જનોએ દંભને અનર્થકારી જાણી ત્યજવો જોઇએ, કારણકે સરલ સ્વભાવી જીવનુંજ કલ્યાણ થાય છે. એમ વીતરાગ દેવે આગમમાં કહેલ છે.

જિનેશ્વર ભગવાનનો માર્ગ અનેકાન્ત છે છતાં કોઈ પણ પ્રસંગે દંભરહિત થઇ વર્તવું એવી તો પ્રભુની એકાન્ત આજ્ઞા છે.

આત્માનુભવમાં જેનું ચિત્ત રક્ત થયેલું છે તેને સ્વ-લ્પ પણ દંભ કરવો ઉચિત નથી, કેમકે સમુદ્રને તરતા,

ઝાંઝમાં સ્વલ્પ પણ પડેલું અનર્થકારી થાય છે. મલ્લીનાથજીને સ્વલ્પ પણ દંભ સ્ત્રી વેદની પ્રાપ્તિ રૂપ અનર્થકારી થયો, એમ જાણી ભવભિરૂ આત્માઓએ તેનો પરિહાર કરવા બનતો પ્રયત્ન સેવવો.

ઉપરોક્ત કષાયનું સ્વરૂપ સમજી ક્ષમા, મૃદુતા, સરલતા અને સંતોષનું સેવન કરી ક્રોધાદિક કષાયનો પરિહાર કરજે, અને જેનાથી કષાય તાપ ઉપશમે અને આત્મામાં સહજ શાન્તિ પ્રસરે તેવું કર્ત્તવ્ય કરીશ તો તારા આત્માના ગુણ, પર્યાય અવશ્ય સુધરશે.

**પ્રશ્ન**—સ્વદ્રવ્ય જે જીવ, તેના દ્રવ્ય, ગુણ અને પર્યાય શાથી સુધરે?

**ઉત્તર**—આત્મ દ્રવ્ય અસંખ્યાત પ્રદેશી છે તેનો જીન વચન પ્રતિતે તથા અનુમાને અનુભવ કરે, તે દર્શન તથા પરોક્ષ અને પ્રત્યક્ષે જે પ્રતીતાત્મક ધર્મ ભાસ ન થયો, તે આત્મ દ્રવ્ય દર્શન દ્વારાએ ભાસ્યો, દીઠો, તે જ્ઞાન; તે સમ્યગ્ દર્શન ગુણે કરી આત્મ દ્રવ્ય સુધરે; સમ્યક્ દર્શન ગુણ હેતુ તે દ્રવ્ય દર્શન તથા તે પ્રતિતાત્મક ધર્મરૂપ અનન્ત ગુણનું જાણપણું થયું, તે ગુણ હેતું સમ્યગ્ જ્ઞાન જાણવું તથા દ્રવ્ય અને ગુણ રૂપ જે ઉપયોગના પલટણપણા રૂપ, પરિણમન થાય, તેને પર્યાય કહીયે; તે પર્યાયનો હેતુ સ્વરૂપાચરણ, ચારિત્ર ગુણ હેતુ છે અર્થાત્ સ્વદ્રવ્યના પર્યાય ચારિત્ર ગુણે કરી સુધરે, અને જ્ઞાન ગુણે જીવના ગુણ સુધરે, તથા દર્શન ગુણે આત્મ

દ્રવ્ય સુધરે. તે માટે હે આત્મન્! તું તારા દ્રવ્ય, ગુણ, પર્યાયની ઉજ્વલતા કરીશ, તો આગળ વધી ચતુર્થ ગુણસ્થાનની પ્રાપ્તિ કરી શકીશ.

## ૪ અવિરત સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન.

વિરતિ એટલે વ્રત, તે વિનાનું સમ્યકત્વ, એ અવિરત સમ્યગદૃષ્ટિ શબ્દનો અર્થ છે. માત્ર સમ્યકત્વનો લગાર સ્પર્શ થઈ જાય, તો ભવ ભ્રમણના કાળનો છેડો નિયમિત થઈ જાય છે. આનાજ પ્રભાવથી પૂર્વ બે ગુણસ્થાનવાળાઓના ભવ ભ્રમણનો કાળ નિયમિત થઈ ગયેલો હોય છે. આત્માના એક પ્રકારના શુદ્ધ વિકાસને સમ્યક્ત્વ, સમ્યગ્દર્શન અથવા સમ્યગ્દૃષ્ટિ કહેવામાં આવે છે. આ સ્થિતિમાં તત્વ વિષયક સંશય કે ભ્રમને અવકાશ મળતો નથી. મોક્ષ મેળવવાની લાયકાત આ સમ્યક્ત્વથીજ મેળવાય છે. આના વગર ગમે તેટલું કષ્ટાનુષ્ટાન પણ મુક્તિના માર્ગને મેળવી આપતું નથી.

મનુસ્મૃતિમાં પણ કહ્યું છે કેઃ—

**सम्यग्दर्शन सम्पन्नः कर्मणा नहि बध्यते**
**दर्शनेन विहीनस्तु, संसारं प्रतिपद्यते ॥ ७४ ॥**

—અધ્યાય છઠ્ઠો.

**અર્થ**—સમ્યગ્ દર્શન સંપન્ન પ્રાણી કર્મથી બંધાતો નથી, જ્યારે સમ્યગ્દર્શન રહિત પ્રાણી સંસારમાં રઝળ્યા કરે છે.

**પ્રશ્ન**—આત્મ બોધ રૂપ સમ્યકત્વ પ્રાપ્તિમાં પાંચ લબ્ધિની આવશ્યકતા ખરી કે?

**ઉત્તર**—હા! જરૂર છે.

૧ કાળ લબ્ધિ તે આયુષ્ય કર્મ વર્જિને શેષ સાત

કર્મ જે છે, તેની ઉત્કૃષ્ટ સ્થિતિને ઘટાડી એક કોડાકોડી સાગર પ્રમાણ કરે, એવા યથા પ્રવૃત્તિ કરણ પૂર્વક વર્ત્તા-વર્તે જીવ આવે, ત્યારે કાળલબ્ધિ પાકી કહીયે. પહેલી લબ્ધિ પામ્યા પછી, છેલ્લી એકઠી એક સમયે પ્રગટે.

૨ ઈન્દ્રિય લબ્ધિ, તે સંજ્ઞી પચેંદ્રિયપણું.

૩ ઉપદેશ લબ્ધિ, તે સદ્‌ગુરૂના યોગે બોધ પામી બુઝે.

૪ ઉપશમ લબ્ધિ, તે નિર્મળ પરિણામની ધારાએ ચડતો વિષય–કષાયની ઉપશાન્તિમાં અપૂર્વ કરણે કરી ગ્રન્થીનો ભેદ કરે.

૫ પ્રયોગ લબ્ધિ, તે અંતઃકરણપૂર્વક અનિ-વૃતિ કરણના પરિણામે રહ્યો થકો સ્વ–પર ભેદજ્ઞાન રૂપ સમ્યકૃત્વ પામે, ત્યારે વીતરાગ ધર્મની રૂચિ પૂર્વક પ્રતીતાત્મ ધર્મ રૂપ શુદ્ધ તત્ત્વાર્થ શ્રદ્ધાને આત્મસ્વરૂપનું દર્શન જ્ઞાન, સ્વરૂપાચરણ રૂપે જીવને થાય છે.

**પ્રશ્ન**—સમ્યકૃત્વ પ્રાપ્તિનો મૂળ મંત્ર કયો?

**ઉત્તર**—" સમભાવ "–એટલે પ્રકૃત્તિનો ભદ્રિક અને વિનયવંત જે છે તે, સર્વ આત્માને સ્વતુલ્ય લેખી, તેમા ઉપર રાગ–દ્વેષ ન આણે એજ સમ્યકૃત્વ પ્રાપ્તિનો મૂળ મંત્ર માની " સમ-ભાવી " શીઘ્ર થા.

**પ્રશ્ન**—સમ્યકૃત્વ દ્રષ્ટિનો શબ્દાર્થ તથા લક્ષણ શું?

**ઉત્તર**—" સમ્યક્ "–કહેતાં યથાર્થ, દ્રષ્ટિ કહેતાં શ્રદ્ધાન સમ્યક્‌જ્ઞાન તે યથાર્થ જાણવું, સમ્યક્‌ચારિત્ર, તે યથાર્થ આચરવું તથા ઉચ્ચકાલે

સમ્યક્ પ્રકારે સહન કરે, અને સ્વરૂપે જોવું એ લક્ષણુ સમ્યગ્ દૃષ્ટિ આત્માનું જાણવું.

**પ્રશ્ન**—સમ્યગ્ દૃષ્ટિનો શબ્દાર્થ તથા તેઓનું સ્વરૂપ નિમિત્ત ઉપાદાન સહિત સમજાવો ?

**ઉત્તર**—"સમ્યક્"–સત્યને સત્યપણે યથાર્થ "દ્રષ્ટિ" સર્દહવી, તે સમ્યક્જ્ઞાન, તે યથાર્થ જાણવું સમ્યક્ ચારિત્ર તે યથાર્થ આચરવું, તથા ઉદયકાલે સમ્યક્ પ્રકારે સહન કરે, અને સ્વ સ્વરૂપે જોવું. એ લક્ષણુ સમ્યગ્ દૃષ્ટિ આત્માઓનું જાણવું તથા સમ્યક્ દૃષ્ટિને ઉપાદાનપણે રાગ–દ્વેષની હલન ચલન ધારાનું સમપણું થયું, પરિણુતી મધ્યસ્થ થઇ તથા નિમિત્ત પણ પુણ્ય–પાપના ઉદય કાલે હર્ષ–ખેદ ન કરે, પરન્તુ મધ્યસ્થ સાક્ષી રૂપે રહે તેજ સમકિતી જીવ જાણવો.

**પ્રશ્ન**—શુદ્ધ સમ્યક્ત્વ ગુણ પ્રગટ થાય કયારે ?

**ઉત્તર**—જ્યારે પ્રરૂપણા મિથ્યાત્વ અને પ્રવર્તન મિથ્યાત્વ એ બંને ટળે, ત્યારે જીવ વ્યવહાર સમકિત પામે છે ખરો; પણ તે વ્યવહાર સમકિત તો, યથા પ્રવૃત્તિકરણુ અનન્તિવાર કરી પામ્યો, પરન્તુ આત્માનો ઉદ્ધાર થયો નહિ. પણ જ્યારે ગ્રંથી ભેદ એટલે અનન્તાનુબન્ધી ક્રોધ, માન, માયા, લોભ અને સમકિત મોહનીય, મીશ્રમોહનીય, અને મિથ્યાત્વમોહનીય, એ સાત પ્રકૃત્તિની ગાંઠ ભેદાય ત્યારે પરિણામ મિથ્યાત્વ ટળે

જેથી ઉપશમ વા ક્ષયોપશમ સમકિતની પ્રાપ્તિ કરે છે અને જ્યારે પ્રદેશ મિથ્યાત્વ ટળે છે ત્યારે શુદ્ધ એવું ક્ષાયિક સમ્યક્ત્વ પામે છે, અને તે સમ્યકત્વી જીવ ઉત્કૃષ્ટ ત્રીજે ભવે તો અવશ્ય મોક્ષની પ્રાપ્તિ કરે છે. માટે હે ભવભિરૂ આત્મન્ ! તું તેજ સમ્યકત્વની પ્રાપ્તિ કરવામાંજ પૂર્ણ પુરૂષાર્થ કરજે.

**પ્રશ્ન**—ઉપશમ, ક્ષાયિક અને ક્ષયોપશમ સમ્યકત્વનું સ્વરૂપ, તેના ભેદ સહિત ટુંકમાં કહો ?

**ઉત્તર**—ક્રોધાદિ ચાર અનંતાનુબંધી, ચારિત્ર મોહનીયની પ્રકૃત્તિ અને મિથ્યાત્વ મોહનીયની ત્રણ પ્રકૃત્તિ એ સાતને ઉપશમાવે ત્યારે ઉપશમ સમકિત, અને એ સાતે પ્રકૃત્તિઓનો ક્ષય કરે ત્યારે ક્ષાયિક સમકિત, અને એ સાત પ્રકૃત્તિના ઉદયનો ક્ષય કરે અને ઉદયમાન આવેલા ઉપશમાવે તેને ક્ષયોપશમ સમ્યકત્વ કહે છે.

હવે તે વિષે જે કાંઈ વિશેષ જાણવા યોગ્ય છે, તે કહે છે.

**દુહા**

ચાર ખપે ત્રણ ઉપશમે, પંચક્ષય ઉપશમ હોય;
ષટ્ ઉપશમ એક એમ, ક્ષયોપશમ ત્રિક હોય. ॥૧॥

અથવા

ક્ષયોપશમ વરતે ત્રિવિધ, વેદક ચાર પ્રકાર;
ક્ષાયિક ઉપશમ યુગલયુત્, નવધા સમકિત ધાર. ॥૨॥

**દુહાનો ખુલાસો**—સાત પ્રકૃતિ મધ્યે ચાર ચારિત્ર મોહનીની છે, અને ત્રણ પ્રકૃતિ મિથ્યાત્વ મોહનીની છે. તે મધ્યે ૭ પ્રકૃત્તિ જે છે તે વાઘણ જેવી છે અને એક સમકિત મોહની જે છે, તે હડકાઈ કુતરી, શીયાલ જેવી છે. એ સાત પ્રકૃતિ જ્યાં ઉપશમે, ત્યાં ઉપશમસમકીત કહીયે, એ સાતે પ્રકૃત્તિને સત્તામાંહિથી સર્વથા ક્ષય કરે, ત્યાં ક્ષાયિક સમકિત કહીયે. એ સાતમાંહીથી કાંઈક ખપે અને કાંઈક ઉપશમે ત્યાં ક્ષયોપશમ સમકિત કહીયે. જ્યાં એ સાતમાંની ચાર ખપે, બે ઉપશમે, અને એક વેદે તે પહેલો ભાંગો તથા એ સાતમાંની પાંચ ખપે, એક ઉપશમે અને એક વેદે તે બીજો ભાંગો; એમ બે પ્રકારે ક્ષયોપશમ વેદક છે. વળી ત્રણ પ્રકારે ક્ષયોપશમ સમકિત છે તે કહે છેઃ— ૧. ચાર ખપે ત્રણ ઉપશમે, ૨. પાંચ ખપે બે ઉપશમે; ૩ ૭ ખપે એક ઉપશમે; એમ એ ત્રિવિધ ક્ષયોપશમ સમક્તિ અને પૂર્વોક્ત દ્વિવિધ વેદક ભાવના મળી ક્ષયોપશમ પંચવિધિસ્વરૂપ કહ્યું. હવે ક્ષાયિક વેદકનો એક ભેદ તે કિમ ? ૭ ખપાવે, એક વેદે, તે ક્ષાયિક વેદક કહીયે. તથા ૭ ઉપશમાવે અને એક વેદે, તે ઉપશમ વેદક કહીયે; તથા સાતને ક્ષયે ક્ષાયિક, અને સાતને ઉપશમે ઉપશમ સમકિત એમ નવ ભેદે ગ્રંથકારોએ કહી બતાવેલ છે.

**પ્રશ્ન**—સમ્યક્ત્વ મોહનીયને વેદે કોણ, અને ક્યાં સુધી વેદે તથા તેનું સ્વરૂપ શું ?

**ઉત્તર**—ક્ષયોપશમ સમકિતીને, સમ્યકત્વ મોહનીનો ઉદય હોય, અને ઉપશમિક ને ક્ષાયિકને તે ન હોય; તેમ જ વેદકને એક સમયનોજ અતિ

સૂક્ષ્મકાલ હોવાથી ગણતરીમાં લીધું નથી. સમ્યક્ત્વ મોહની, તે ક્ષયોપશમિને હોય, અને ઉપશમીને સત્તાએ હોય, તેથી પ્રદેશે અને રસે અનુક્રમે તે શંકા કંખાદિ સહજ વિભ્રમતા વેદે, કોઇક જીન પ્રણીત સૂક્ષ્મ અર્થ ભાવ મધ્યે મુંઝાય, તે સમ્યક્ત્વ મોહનીયનું સ્વરૂપ સમજવું.

પ્રશ્ન—સમ્યક્ત્વના પાંચ લક્ષણ કયાં ?

ઉત્તર—૧ "સમ" એટલે ઉપશમ કહેતાં પારમાર્થિક અકષાયિપણું એટલે અપરાધિ શત્રુનું પણ ચિત્તમાં અંતરંગ પરિણામે કહિ માઠું ચિંતવે નહિં.

૨ "સંવેગ" તે એકાન્ત શુદ્ધ પરમાત્મ સ્વરૂપ સુખનીજ અભિલાષા.

૩ "નિર્વેદ" તે સંસારથકી ઉદાસીનતા તીવ્ર ઉદ્વિગ્નતા.

૪ "અનુકંપા" તે પ્રાણીમાત્રને આત્મવત્ લેખી કોઇ પણ મારાતારાપણાનો ભિન્નભાવ ન ગણે, લુખા વ્યવહારે વર્તે, અંતરંગથી સદા ન્યારો લેખે છતાં સર્વ ઉપર આપસમાન દયાભાવ દ્રષ્ટિ.

૫ "આસ્તિકતા" તે શુદ્ધ જિન વચન ઉપર એકાન્ત દ્રઢ ચિત્ત પ્રતિબંધરૂપ શ્રદ્ધા, ગાઢ સત્ય માન્યતા રાખે.

**પ્રશ્ન**—પાંચ સમકિતમાં રૂપી કેટલા અને અરૂપી કેટલાં?

**ઉત્તર**—પાંચ સમકિત મધ્યે એક ક્ષાયિક જે છે તે શુદ્ધાત્મગુણ પ્રાપ્તિ માટે અરૂપી છે, અને અને શેષ ચાર જે છે તે પુદ્ગલ ઉપષ્ટંભી અલ્પ કાલિક કિંચિત્ પરાધીનતાભણી રૂપી છે.

**પ્રશ્ન**—સમ્યકત્વની પ્રાપ્તિ એ સમરે (સુધરે) શું?

**ઉત્તર**—જ્યારે સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે, ત્યારે જીવનો શુદ્ધપયોગ સમર્યો સમજવો. તે ઉપયોગ સમરે, જીવ સમર્યો. જ્યારે જીવ સમરે, ત્યારે યોગ સમર્યો. જ્યારે યોગ સમરે, ત્યારે પરિણામ સમર્યા. જ્યારે પરિણામ સમરે, ત્યારે અધ્યવસાય સમર્યા. પૂનઃરીતે-જ્યારે જીવત્ત્વ સમરે, ત્યારે શુદ્ધોપયોગ સમરે, અને તેથી શુદ્ધ શ્રદ્ધાન રૂપ સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે. તેથી યોગ સમરે છે, જેથી વ્રત પ્રત્યાખ્યાનાદિ રૂડી રીતે ઉદય આવે, તેથી પરિણામ સારા થાય, તેથી અપ્રમતતા જીવને આવે, તેથી જીવના અધ્યવસાય સુધરે, જેથી શુકલ ધ્યાન પ્રગટે, અને તેને યોગે ક્ષપક શ્રેણિ આરોહી કર્મક્ષય કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મુક્તિ મહેલમાં બીરાજે છે એમ પરિપાટી સુધારાની સમજવી, અને ઉલટી રીતે ચાલે તો બગાડો સમજવો.

**પ્રશ્ન**—જે કાર્ય, સવળો વા અવળો થાય, તે સર્વ પ્રદેશે થાય કે કેમ ?

**ઉત્તર**—કાર્યાભ્યાસે સર્વ પ્રદેશનો વીર્ય મળી કાર્ય કરે છે. તે ઇહાં આત્માનો કર્ત્તાપણો સર્વ પ્રદેશ મિલ્યાજ છે, તે માટે સર્વ પ્રદેશનો વીર્ય, સ્વ સ્વ પ્રદેશે રહ્યા થકા સહાય કરે છે, પણ પરક્ષેત્રી ગુણ થાય નહિ. વળી પૂછયું જે "**अक्खरस्स अणंतमो भागो निचुग्घाडीओ चिठइ**" એનો પરમાર્થ શું ? જે આત્માને અસંખ્યાત પ્રદેશે "**अक्खर**"–કહેતાં જ્ઞાનગુણ તેહનો અનન્તમો ભાગ જેમ તેનો અંશ, તથા શ્રુતનો અંશ તે સદા ઉઘાડો છે. તે એકેન્દ્રિયથી જાવત્ પંચેન્દ્રિય પર્યંત વેતાપણો કરે છે. વળી પૂછયું જે– અનન્તમો ભાગ જે ઉઘાડો કહ્યો તો તે સદાય ઉઘાડો સમજવો કે કેમ ? જે અનંતમો ભાગ ઉઘાડો તે તો વળી અયથાર્થ પરભાવાનુયાયી પ્રવૃત્તિકાર તો જે મતિજ્ઞાનાવરણી બંધાણી તેને ઉદયે અવરાય છે, પણ જે આત્માનો વીર્ય ક્ષયોપશમી છે તે વળી બીજા મતિજ્ઞાનાંશને ક્ષયોપશમ કરે છે. ઈમસંતતિ રીતે સદાય જ્ઞાનનો અનંતમો ભાગ પ્રત્યેક પ્રદેશે, ક્ષયોપશમી ઉઘાડો છે; વચનથી શ્રુતજ્ઞાનનો અનંતમો અંશ ગવેખ્યો છે, તે શ્રુતજ્ઞાનનો ક્ષયોપશમ તે સર્વ પ્રદેશે ખુલ્લો ગવેખ્યો છે. એમ કમ્મપઈડી પ્રમુખે કહેલ છે. તે માટે

અક્ષરનો અનન્તમો ભાગ, તે સર્વ ક્ષયોપશમી છે, કારણ કે-જો સર્વ પ્રદેશે ન હોય તો પછી, સર્વ પ્રદેશે ઇન્દ્રિયજ્ઞાન વેતાપણો કેમ થાય ? તે માટે જ્ઞાનીના વચનો સાંભળી વિચારી સર્દહવા એજ આત્માર્થિ જીવોનું કામ છે. જોકે ઇહાં ઇન્દ્રિય ક્ષયોપશમના માનનો અધિકાર છે, તેમાં તર્ક ઘણા ઉપજે ખરા; તોપણ વિવિધ પ્રકારે સમજાવવાની આગમ રીત સાપેક્ષ છે એમ સમજવું.

**પ્રશ્ન**—સમ્યકત્વ દ્રષ્ટિ જીવનો અનુભવ કેવા પ્રકારે હોય ?

**ઉત્તર**—જેમ વસ્તુ વિચારતા, ધ્યાન ધરતા મન વિશ્રામ પામે છે તેમ આત્મ પ્રદેશે રસસ્વાદ સુખ ઉપજે છે, પરિણામ ઠરે છે, તે અનુભવ પ્રત્યક્ષ જાણવું; જેમ સાકરના એક ગાંગડાને ચાખી જોતાં, હજારો મણ સાકરનો અનુભવ થાયછે, તથા વળી અંશ પ્રત્યક્ષે સર્વ પ્રત્યક્ષ થયો. જેમ એક મોટા ટોપમાં એક ખાંડી ભાત રંધાએલ તૈયાર થયો છે, તે કાચો છે કે સીઝી ગયો છે તે જાણવા માટે તે ટોપ માંહેથી એક ચોખાનો દાણો તપાસી જોતાં સર્વની ખાત્રી થાય છે, તેમ લક્ષણો લક્ષિતઃ સમ્યકૃદ્રષ્ટિ જીવ અંશે આત્માને કેવલી સદ્દશ પ્રત્યક્ષ અનુભવે છે.

**પ્રશ્ન**—કેવલી સદ્દશ સમકિતી જીવને પ્રત્યક્ષ

અનુભવ જે થાય છે, તે કયાં જ્ઞાન વડે કરી થતો હશે ?

ઉત્તર—શુદ્ધ નિર્મળ મતિજ્ઞાન વડે કરીને થાય છે. માટે તારે પ્રથમ મતિજ્ઞાનના ભેદાનભેદનું સ્વરૂપ સમજવું જોઈએ.

પ્રશ્ન—મતિજ્ઞાનના ભેદ કેટલા હશે ?

ઉત્તર—કર્મ ગ્રંથની ટીકા મધ્યે ૩૪૦ ભેદ કહ્યા છે. તે તું સાંભળ. પ્રથમ મતિજ્ઞાનના બે ભેદ. એક શ્રુતનિશ્રિત, અને બીજો અશ્રુતનિશ્રિત તેમાં શ્રુતનિશ્રિતના ચાર ભેદ તે ૧ અવગ્રહ, ૨ ઇહા, ૩ અવાય, ૪ ધારણા. તેમાં અવગ્રહના બે ભેદ તે ૧ વ્યંજનાવગ્રહ, ૨ અર્થાવગ્રહ–તેમાં વ્યંજનાવગ્રહના ચાર ભેદ, તે ૧ સ્પર્શેંદ્રિય, ૨ રસેંદ્રિય, ૩ ઘ્રાણેંદ્રિય, ૪ શ્રોતેંદ્રિય. અર્થાવગ્રહના છ ભેદ, તે પાંચ ઈન્દ્રિય, અને છઠ્ઠું મન. એમ છ ચોક ચોવીસ, અને ચાર વ્યંજનાવગ્રહના એમ અવગ્રહ, ઇહા, અવાય, ધારણા કરતા એવં ૨૮. એમ એકેકના બાર ભેદ થાય. ૧ બહુ, ૨ અબહુ, ૩ બહુવિધ, અબહુ વિધાદિક બાર ભેદ તે અનેક જીવ, વાજિંત્રના શબ્દ સાંભળે છે, તેમાં ક્ષયોપશમિક વિચિત્રતાએ કરી કોઈ જીવ ઘણો શબ્દ ગ્રહે તે બહુ ૧ કોઇ જીવ થોડા ગ્રહે તે અબહુ; ૨ કોઇક શબ્દના પરમાર્થ સહિત વિશેષ

જાણે તે બહુવિધ; ૩ કોઇક થોડા વિશેષ જાણે તે અબહુવિધ; ૪ કોઇક તુર્ત ગ્રહે તે ક્ષિપ્ર; ૫ કોઇક શેષ ગ્રહે તે વીર કહીએ; ૬ કોઇક ધૂમાદિ- લિંગે કરી અગ્ન્યાદિક જાણે તે સલિંગ; ૭ તથા જે લિંગ વિના જાણે તે અલિંગ; ૮ એક સંદેહ સહિત જાણે, તે સંદિગ્ધ કહીએ; ૯ કોઇ સંદેહ રહિત જાણે તે અસંદિગ્ધ; ૧૦ કોઇક વેળાએ કહ્યું તે બીજી વેળાએ અણકહ્યે જાણે તે ધ્રુવ કહીયે; ૧૧ કોઇકને વારંવાર જણાવે ત્યારે જાણે તે અધ્રુવ કહીયે; ૧૨ એમ અવગ્રહાદિક ૨૮ ભેદ- ને બાર ગુણા કરતાં ૩૩૬ ભેદ થાય તે શ્રુત- નિશ્રિતના સમજવા અને અશ્રુતનિશ્રિતના ચાર ભેદ તે ૧ ઔત્પાતિક બુદ્ધિ, ૨ વૈનયિકી બુદ્ધિ, ૩ પારિણામિક બુદ્ધિ, ૪ કમ્મીયા—તે કાર્મણીકી બુદ્ધિ. એવં સર્વ મળી મતિજ્ઞાનના ૩૪૦ ભેદ છે. તેમાં સદ્બુદ્ધિએ જેઓનો આત્મા શિઘ્ર જોડાય છે, તેઓ સમ્યકત્વ પ્રાપ્ત કરી સ્વઆત્મ સુખને કેવલી સદ્દશ્ય અનુભવે છે.

**પ્રશ્ન**—આગમ પ્રમાણ, અનુમાન પ્રમાણ, ઉપમાં પ્રમાણ અને પ્રત્યક્ષ પ્રમાણે આત્મસિદ્ધિ પ્રકાશો તથા તે પ્રત્યેક પ્રમાણ માનતા લાભ શું ?

**ઉત્તર**—હે મહાનુભાવ ! ૧ આગમ પ્રમાણે, ષટ્દ્રવ્ય ષટ્કાલનું સ્વરૂપ વીતરાગ દેવે જે પ્રકાશ્યું છે તે વચનોને તહત્તિ કરી માનવાં, પરન્તુ તેમાં

સંદેહ કે યુક્તાયુક્તિ ન લગાડતા સત્યજ માનવા અને તે સત્ય માનતાં આત્માને પ્રાતતીરૂપ સમ્યક્ દર્શન ધર્મની પુષ્ટિ થાય છે.

૨ અનુમાન પ્રમાણે લક્ષ્ય લક્ષણે નિર્ધાર થાય. જેમ સુખદુઃખ વેદતાં આત્માનું ચેતના લક્ષણ જણાય છે, તથા જેમ ધૂમ્રદિઠે અગ્નિ હોવાની પ્રતિતિ થાય છે. અહિં આત્માને વસ્તુ-ગતે અનુભવીને વસ્તુના ગુણનો અંશે પ્રત્યક્ષ અનુભવ થાય છે.

૩ ઉપમા કહેવી તે, જેમ "આજને કાલે સમ્યકત્વ પામ્યો, તે જાણે કેવલજ્ઞાન પામ્યો" એમ એ માનતાં આત્માને વિનય ગુણની વૃદ્ધિ થાય છે.

૪ પ્રત્યક્ષ પ્રમાણે જેવાં પરમાત્માએ કહ્યાં છે તેવાંજ અત્રે પુણ્ય પાપનાં ફળ પ્રત્યક્ષ દેખીએ છીએ ઇત્યાદિ જાણવું. એ રીતે ચારે પ્રમાણને માનતાં આત્માને ભાવ વરાગ્યતા ગુણની વૃદ્ધિ થતાં વિષય-કષાય વેગળા થાય છે.

**પ્રશ્ન**—કોઇ જે અલ્પ સંસારી છે, તે કયાં લક્ષણથી જાણીયે?

**ઉત્તર**—સમજણપૂર્વક ઉદાસીનતાવાળો આત્મા, અલ્પ આહાર, અલ્પનિદ્રા-નિંદા, અલ્પ-આરંભ, તથા અલ્પકષાયી હોય તો એમ સમજવું કે—એ અવશ્ય અલ્પ સંસારી છે એ લક્ષણે જાણવું.

**પ્રશ્ન**—આજકાલ કોઇને પણ સમ્યક્ ગુણ પ્રગટયો છે, તેની શીઘ્ર પરીક્ષા કરી શકીએ તેવું જણાવશો ?

**ઉત્તર**—જે પ્રાણી વિનયવંત તથા પ્રકૃત્તિનો ભદ્રીક છે, તેને વીતરાગ પરમાત્મા શ્રી અરિહંત જીનેશ્વર દેવનું માત્ર નામ સાંભળતાંજ રોમાંચ ખડા થઈ જાય. કદાપિ તીવ્ર શોકાવસ્થામાં પણ પ્રભુના ગુણ કીર્ત્તન સાંભળતા વા મુખમુદ્રા નિહાળતા, તમામ શોક દુઃખ પીડાદિ ભૂલી જઇને અંતરંગ અને બહિર અત્યંત હર્ષોલ્લાસ પ્રગટે. મુનિ દર્શનનું શુભ નિમિત્ત મળતા આત્મ વીર્યનો ઉલ્લાસ અલૌકીક આનંદ રૂપે પ્રગટે ત્યારે સમજવું કે એ આત્મા સમભાવી છે અર્થાત્ સમકિતી છે. એજ સમકિતી જીવનું ચિન્હ સમજવું.

**પ્રશ્ન**—ચતુર્થ ગુણસ્થાને ચડી જે જીવે, સમ્યકત્વની પ્રાપ્તિ કરી તે જીવને ખાર, વેર અને ઝેર રૂપ અવગુણ હોય કે ?

**ઉત્તર**—સમ્યકત્વની પ્રાપ્તિ સમયેજ એ સર્વ અવગુણો દુરજ થઇ જાય છે. તે સર્વ અવગુણો શા વડે કરી દૂર થાય છે ? સર્વગુણમાં અગ્રેસરી ગુણ સત્ય સ્થાયી ગુણ, પરંપરાએ, પરમાત્મ સ્વરૂપને પમાડનાર, જ્ઞાન, વ્રતાદિ અનેક ગુણને ખેંચી લાવનાર, અને તે ગુણના પ્રતિપક્ષી અનેક દોષને ટાળનાર, જીવને પરમહિતકારી

સદા સર્વદા એક સમ્યક્ દર્શનરૂપ, સમકિત ગુણુ છે તે ગુણુ પ્રગટ થયે પ્રથમ "ખાર" ટળે, સમ્યક્-જ્ઞાન ગુણે "વૈર" ભાવ ટળે, અને મિથ્યાત્વ મોહ અને ચારિત્ર મોહના નાશ વડે "ઝેર" ટળે છે વળી મુનિરાજને છઠ્ઠા ગુણુસ્થાનથી આગળ વિષય રાગ, ઉદયમાંથી ટળે અને વિષય જતાં, કષાય જાય, અને કષાય જતાં ઉત્સૂત્ર પ્રરૂપણા દોષ દૂર થાય છે. અને રાગ દ્વેષ અને મોહ સત્તામાંથી ટળતાં આ આત્મા પરમાત્મ વીતરાગ સ્વરૂપી કેવલજ્ઞાની, કેવલદર્શી આદિ અનન્તગુણી અનન્ત સુખમયી બને છે. માટે સમકિતી જીવમાં ખાર, વૈર, ઝેરાદિ દોષો હોય જ નહિ.

**પ્રશ્ન**—સ્વભાવે તથા વિભાવે, આત્માનું પરિ-ણુમન થાય, ત્યાં ફળ નિપજે શું ?

**ઉત્તર**—આત્મા, જ્યારે દેહ, ગેહાદિ પરભાવે પરિણુમે, ત્યારે મિથ્યાત્વ નિપજે, અને તેના ફળ વિષય-કષાયરૂપ મલિન પરિણુતિ યોગે ચતુર્ગતિ રૂપ સંસાર સંતતિની વૃદ્ધિ કરે છે, તેથી તે સુખ દુઃખ અનુભવે છે; પણુ જ્યારે આત્મા, સ્વ સ્વ-ભાવે પરિણુમે, ત્યારે સમ્યકત્વ ગુણુને પામે અને તેના ફળ જે જ્ઞાન અને આનંદ એ બે ઉપજે છે.

**પ્રશ્ન**–જન્મ જરા અને મર્ણુનું દુઃખ ટળે કેમ ?

**ઉત્તર**—શુદ્ધ રત્નત્રયીની પ્રાપ્તિ એટલે તે જીવે, પૂર્વે સમ્યકત્વ પામ્યા પહેલાં વિષય-કષા-

યાદિમાં પ્રવર્ત્તિ અનન્ત પુદ્ગલ પરાવર્તન કાલ સુધી જન્મ કર્યો, તે હવે સમભાવી થઇ સમ્યક્ દર્શન પામ્યો માટે કદાચ ઉત્કૃષ્ઠ જન્મ કરે, તો પણ અર્ધ પુદ્ગલ પરાવર્તન કાલ ઉપરાંત જન્મ ન કરે; માટે દર્શન ગુણ જન્મની પીડા ટળે તથા જરા જે શુભાશુભ કર્મ ઉદયાગતે આવે છે તે સુખ–દુઃખ રૂપ વેદાવે તે વેદનીય વિપાક કર્મ, સમ્યક્જ્ઞાન ગુણે ટળે; અને સ્વરૂપાચરણ એટલે શુદ્ધ વ્રતાચરણ રૂપ ચારિત્ર ગુણે મરણ વેદના ટળે. સારાંશ જે સમ્યક્ દર્શને જન્મની, જ્ઞાન ગુણેજ જરાવસ્થાની, અને ચારિત્ર ગુણે મરણની વેદના ટળે છે.

**પ્રશ્ન**—ત્રિવિધ મોક્ષ ભેદ સમજાવો.

**ઉત્તર**—ગુણ મોક્ષ તે તેરમાં ચઉદમાં ગુણસ્થાને વર્તતા કેવલીને હોય, દ્રવ્ય મોક્ષ–સત્ય સાધુ મુનિરાજને હોય, અને ભાવ મોક્ષ–સમ્યક્ત્વ દ્રષ્ટિ જીવને હોય.

**પ્રશ્ન**—યોગ પ્રત્યયિક સત્તાગત, મિથ્યાત્વ પ્રત્યયિક અને અવિરતિ પ્રત્યયિક બંધકૃત કર્મો ટળે શી રીતે ?

**ઉત્તર**—અશુભ યોગે બાંધેલાં કર્મ તપ, સંયમાદિ શુભ ક્રિયા વ્યાપાર વડે ખપે અને સત્તાગત કર્મો શુદ્ધોપયોગે, સ્વદ્રવ્ય પર્યાય પરિણામ વડે, તથા સ્વભાવાચરણ શુદ્ધ ધ્યાનાવલંબન વડે કરી નિર્જરે; સમ્યક્ દર્શન વડે, મિથ્યાત્વ

પ્રત્યઇયા ટળે, અને અવિરતિ પ્રત્યઇયાં વિરતિ પરિણામે ટળે છે.

**પ્રશ્ન**—જીવનો શુદ્ધોપયોગ જે સમ્યકત્વ, તથા કરણ ગુણ તે ચારિત્ર, તેને આવરવાને બળવંત કોણ હશે ?

**ઉત્તર**—આત્મઉપયોગ ગુણ, આત્મ વસ્તુ જે જીવનો ગુણ સમ્યકત્વ છે, તેને આવરવાને મિથ્યાત્વ છે. મિથ્યાત્વ એટલે, શુદ્ધાત્માદિ નવ-તત્ત્વને વિષે વિપરીત બુદ્ધિ, તેજ મિથ્યાત્વ માનજે અને આત્માનું પરિણ મન સુખ એટલે સ્થિરતા ગુણ જે છે, તેને આવરવાને અવિરતિ સમર્થ છે; અવિરતિ એટલે નિર્વિકારી આત્મજ્ઞાન થકી વિપરીત પ્રવર્તન, અર્થાત્ વીતરાગ ચારિત્રને વિષે મુંઝવણુ, વિકલતા તે ચારિત્ર મોહથી અવિરતી ઉદય જાજવલ્યમાન રહે છે, માટે મિથ્યાત્વોદયે સમકિત ન પામે, અને અવિરતિ ઉદયે ચારિત્ર ગુણસ્થાન ન પામે, પરન્તુ જ્યારે જીવને તથા-વિધ પરિણમન ઉપયોગ એકાગ્રતા થાય, ત્યારે સુખરૂપ જ્ઞાન ચારિત્રમય પૂર્ણ ધર્મને પામે અર્થાત્ શુદ્ધ સ્વ ઉપયોગ બળે અપ્રત્યાખ્યાની ચોકડીનો જે ઉદય છે, તેને તોડી આગલે પગથિએ ચડે તે પગથીયું કયું—

## ૫. દેશવિરતિ ગુણસ્થાન.

અનન્તાનુબન્ધી કષાય ચાર, અપ્રખ્યાની કષાય ચાર,

અને સમ્યક્ મોહનિય, મિશ્રમોહનિય, અને મિથ્યાત્વ મોહનિય એ અગ્યાર પ્રકૃત્તિનો ક્ષય વા ઉપશમ અથવા ક્ષયોપશમ કરે છે, તેજ જીવ આ ગુણસ્થાને આવે છે. અને તે દેશવિરતિ-સમ્યક્ત્વ સહિત, ગૃહસ્થનાં વ્રતો પરિપાલન કરવો એ "દેશવિરતિ" છે સર્વથા નહિ. કિન્તુ અમુક અંશે પાપ કર્મથી હટવું, એ "દેશ-વિરતિ" શબ્દનો અર્થ છે.

**પ્રશ્ન**—વ્યવહાર કેટલાં અને કયાં કયાં ?

**ઉત્તર**—ચાર પ્રકારના વ્યવહાર છે. ૧ અનુપરિત્ર સદ્ભુત વ્યવહાર તે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ, અનંતવીર્ય આદિ દઇને આત્માને, અનન્ત ગુણાત્મક શુદ્ધતારૂપ જાણવો.

૨ ઉપચરિત સદ્ભૂત વ્યવહાર તે ક્ષયોપશમિક જ્ઞાન, દર્શન, ચારિત્રાદિરૂપ જાણવો.

૩ અનુપચરિત અસદ્ભૂત વ્યવહાર, તે જીવના અનાદિ કર્મ સંબંધ-એટલે જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મ પુદ્ગલોનું આત્મપ્રદેશે અવસ્થાન છે, તે જાણવો.

૪ ઉપચરિત અસદ્ ભૂત વ્યવહાર, તે અનાદિકાલથી જીવને લાગેલી પરવસ્તુતે વિષે મારાપણાની બુદ્ધિ જે સ્ત્રી, પુત્ર, બંધુ, માતા, પિતા, સ્વજન, પરિવાર, મિત્ર, શત્રુ, ઘર, હાટ, વગ્રાદિ સર્વ મમતાની મિથ્યા કલ્પના કરવી, તે ઉપચરિત અસદ્ ભૂત વ્યવહારને જાણી, દેશવિરતિ શ્રાવક સ્વ સ્વરૂપમાં જ રમે છે.

**પ્રશ્ન**--કેવા શ્રાવકને સ્વ સમય, પર સમયના જાણ કરીએ ?

**ઉત્તર**--જીવાજીવાદિ નવતત્ત્વને યથાર્થપણે એટલે જીવ-સંવર, નિર્જરા, અને મોક્ષ એ ચારને "ઉપાદેય રૂપે" જાણી આદરે, અને અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, અને બંધ; એ પાંચને હેયરૂપે જાણી તેનો ત્યાગ કરે, તથા નવ તત્ત્વને, ચાર પ્રમાણે, સાતેનયે, ચાર નિક્ષેપ, દ્રવ્ય-ભાવભેદે, સ્યાદ્વાદ શૈલીએ, ષટ્ દ્રવ્યાદિ જે તેના ગુણ, પર્યાયના સ્વરૂપને યથાર્થપણે જાણ્યા છે, તેને જ્ઞાની શ્રાવક કહીએ અને તેજ શ્રાવક સ્વ-પર સમયને યથાર્થપણે જાણી સ્વને સંગ્રહે અને પરનો પરિહાર કરે. હંસવત્ એવો શ્રાવક જે છે તેજ શુદ્ધ ઉપયોગે ક્રિયા કરે છે, અને તેજ જ્ઞાન ક્રિયા, મોક્ષદાયક થાય છે.

**પ્રશ્ન**---સમ્યક્ દ્રષ્ટિ શ્રાવકને ગૃહસ્થપણે છઠ્ઠું ગુણસ્થાન સ્પર્શે કે કેમ ?

**ઉત્તર**--કોઇ એમ કહે છે કે-સમકીતી શ્રાવક ગૃહસ્થાવાસે વસતા થકાં, નિર્મળ અધ્યવસાયે, સુધ્યાન દશાએ, શુભ યોગે છઠા ગુણસ્થાનના પરિણામ આવે, અને ત્યાં અંતર્મુહૂર્ત માત્ર રહીને પાછો પડી, પોતાના ગુણસ્થાનના પરિણામે રહે. એવું જે કહે છે તે વ્યાજબી હોય એમ જણાતું નથી પરંતુ ચોથા-પાંચમાં ગુણસ્થાની જીવને

ભાવ ચારિત્રગુણ પ્રગટવાથી ક્રમે ક્રમે ચઢતા ૧૩ માં ૧૪ માં ગુણસ્થાને ચઢીને મરૂદેવી તથા ભરત મહારાજાદિની પરે છેવટે સિદ્ધિ વરે, પણ પાછો પડી નીચેના ગુણસ્થાનોને સ્પર્શે નહિ; કારણ કે ગૃહસ્થાવાસી શ્રાવક ગમે તેવો ઉત્કૃષ્ટ ભાવવાળો હોય, તોપણ તેને ગુણસ્થાન પાંચમુજ હોય છે, કેમજે ગુણસ્થાનની પ્રાપ્તિ જે છે તે કષાયના ક્ષયોપશમને આધીન છે અને જે અધ્યવસાયની નિર્મળતા છે તે નિજ પરિણુતીને આધીન છે તો તે પરિણુતી પોતાના અધ્યવસાયની નિર્મળતાએ કષાયનો ક્ષયોપશમ કરીને અધિક ઉંચા ગુણસ્થાનની પરિણુતી રૂપ કરે, તે અધિક ગુણસ્થાની કહેવાય. નહિતો ભાવની શુદ્ધાશુદ્ધ તારતમ્યતા કહેવાય. માટે ઉપરોક્ત પ્રકૃત્તિ અગ્યાર, અને પ્રત્યાખ્યાની કષાયની પ્રકૃતિ ચાર. એવં સર્વ મળી ૧૫ નો ક્ષય, ઉપશમ, કે ક્ષયોપશમ કરે તેજ જીવ, છઠ્ઠા ગુણસ્થાન ( પગથિયા ) ની પ્રાપ્તિ કરે છે. તે ગુણસ્થાનનું નામ—

## ૬. પ્રમત્ત ગુણસ્થાન.

સાધુનાં મહાવ્રતોને ધારણ કરનાર, પણ પ્રમાદના બંધનથી સર્વથા મુક્ત નહિ થયેલ, એવા મુનિમહાત્માઓનું આ છઠ્ઠું ગુણસ્થાન છે.

**પ્રશ્ન**—મુનિ મહાત્માઓને સંયમ કેટલાં પ્રકારે હોય, તથા તેનું સ્વરૂપ શું ?

**ઉત્તર**—મુનિરાજને ચાર પ્રકારનો સંયમ હોય છે, તે પ્રાણસંયમ, તે ષટ્કાય જીવવધની અવિરતી ટળી માટે.

૨ ઇન્દ્રિયસંયમ, તે પાંચ ઈન્દ્રિયોના વિષય વિકારોને ટાળે માટે.

૩ કષાય સંયમ, તે અનન્તાનુબન્ધી, અપ્રત્યાખ્યાની, અને પ્રત્યાખ્યાની કષાયની બાર પ્રકૃતિનો ઉદય મટયો માટે.

૪ મન સંયમ, તે દ્રવ્ય તથા ભાવ, મનના વિકલ્પ સંવર્યા માટે, ચતુર્વિધ સંયમ કહેલ છે.

**પ્રશ્ન**–દ્રવ્ય મન તથા ભાવ મનનું સ્વરૂપ શું ?

**ઉત્તર**—દ્રવ્ય મન, તે પાંચ ઇન્દ્રિઓના વિષયરૂપ, મનોવર્ગણાદલિકને અવલંબન મનન શક્તિ, મનયોગ દ્વારાએ ચિન્તન પરિણામ, નિર્વિકારી, નિર્વિકલ્પી શક્તિ વિશેષ તે. ભાવ મન તે વ્યક્તાવ્યક્ત, સંકલ્પ–વિકલ્પરૂપ, વિકારી મોહજનિત, શુભાશુભ પરિણામરૂપ છે. શુભ પરિણામે આગળ વધે, અને અશુભ પરિણામે પતિત થાય છે.

**પ્રશ્ન**—પતિત થવાનું કારણ શું ?

**ઉત્તર**—બહુળતાએ કષાયોદયજ સંભવે છે; કેમકે શ્રી ઠાણુંગજી સૂત્રના છઠ્ઠાઠાણામાં કહ્યું છે કે–મુનિમહારાજ, જો આત્મ સ્વરૂપને જાણતો નથી, તો છ સ્થાન જે છ તે અહિતકારી થઇ પડે

છે, તે બહુ સૂત્રીપણું કારણ કે ઘણા સૂત્ર સિદ્ધાંત અને ગ્રંથો જાણ્યા, પણ જો સ્વ સ્વરૂપ સમજવાનો સાર સમજ્યો નહિ, તો પછી કોઇ સમયે વદેલ વાકયને સિદ્ધ કરવા અભિમાને ઉત્સૂત્રની પ્રરૂપણા કરી નાખે, તથા વળી બહુપરિવારી, લાભ પ્રાપ્ત થયે, ઉત્કૃષ્ટ તપ કરતાં અભિમાન અંતરમાં આવવાનો સંભવ છે, જેથી અન્ય મુનિઓની અવહેલનાદિ કરવાનું સ્થાન પ્રાપ્ત થાય છે, તથા ઘણા મનુષ્યોમાં પૂજા, સતકાર, સનૂમાનાદિ વધવાથી અર્થાત્ જશ, કીર્તિ વધવાથી, અન્ય મુનિયાદિને હિસાબમાં નહિ ગણતાં, પોતે અભિમાનમાં અંધ બની જાય છે. અરે ! કોઈ વખત પતિત પણ થઇ જાય છે. અને આગળ વધી માર્મિક વચનો વદી, વચનોના પ્રહાર પણ કરે, અને સ્વમાંજ શ્રેષ્ટપણું માને અને અન્ય પાસે મનાવે, વળી અવર્ણવાદ બોલવામાં પણ પશ્ચાત રહેજ નહિ. અવર્ણવાદ બોલવાથી લાભ શું ? દુર્લભબોધીપણું પ્રાપ્ત કરે છે. દુર્લભ બોધીપણું કેટલા કારણે પામે ? શ્રી વીર પરમાત્માએ સિદ્ધાતમાં કહ્યું છે કે, શ્રી અરિહંત, તથા તેમનો પ્રરૂપેલો જે ધર્મ, તથા તેમના વચન રૂપ જે સિદ્ધાંત ઇત્યાદિ અરિહંત પ્રભુના અવર્ણવાદ, નિંદા, તથા તેઓ પ્રત્યે દ્વેષાદિ કરવારૂપ અવિનયાદિ કારણથી, જિન આજ્ઞાકારી, જિન શાસન સ્થંભરૂપ, શ્રી આચાર્ય

ભગવંતનો અવર્ણવાદ વદવાથી, શ્રી સૂત્ર સિદ્ધાંતના પારગામી, આચાર્ય પદને યોગ, અનેક શિષ્યોને સારણાવારણાદિ હિતશિક્ષા દેનાર, તથા સૂત્ર સિદ્ધાંતાર્થ અભ્યાસના દાતા, એવા શ્રી ઉપાધ્યાયજી ભગવંતનો અવર્ણવાદ વદવાથી, જ્ઞાને કરીને એકાન્ત મોક્ષ માર્ગનાજ સાધક, શ્રીસાધુ મુનિરાજનો અવર્ણવાદ વદવાથી, જિન આજ્ઞાકારી સુશીલ, શ્રીઅરિહંતાદિકની આજ્ઞા આરાધક, એવો જે ચતુર્વિધ સંઘ, તેનો અવર્ણવાદ કરવા થકી, જીવ દુર્લભબોધિપણું પામે, અર્થાત્ અનંતકાલ સંસાર પરિભ્રમણ કરતાં થકાં પણ ધર્મ સામગ્રીની જોગવાઈ મહા દુર્લભ થઈ પડે, તો પછી ધર્મ પ્રાપ્તિની દુર્લભતાની વાતનું તો કહેવુંજ શું? તેટલા માટે હે ભવભિરૂ આત્મન! હવે પછીથી કોઇ પણ જીવનો અવર્ણવાદ બોલીશ નહિ. અવર્ણવાદ, એજ નિંદા અને તે નિંદાનું ફળ નરકથી નીકળી અનંત સંસાર પરિભ્રમણ કરવા છતાં પણ શુદ્ધ આત્મિક ધર્મની પ્રાપ્તિ દુર્લભ થઇ પડશે. અને જે અવર્ણવાદ બોલે છે, તેના અંતરમાં જ્ઞાનગર્ભિત વૈરાગ્ય નથી, એમ સમજજે.

પ્રશ્ન—વૈરાગ્ય કેટલા પ્રકારના, અને તેનું સ્વરૂપ શું?

ઉત્તર—ત્રણ પ્રકારના વૈરાગ્ય છે. ૧ મોહ ગર્ભિત વૈરાગ્ય, ૨ દુઃખગર્ભિત વૈરાગ્ય અને ૩ જ્ઞાનગર્ભિત વરાગ્ય. તેમાં—

૧ મોહગર્ભિત વરાગ્ય, તે કોઇ સ્ત્રી, પુત્ર પતિ સ્વજનાદિ તથા ધનાદિ વસ્તુના અભાવે, મોહમથી વિષય-કષાય યુક્ત મલિન પરિણુતીવંત થયોથકો મોહિત દુઃખના ભારને લીધે સંસારથી ઉદ્વિગ્ન રહે, જેથી દિક્ષિત થાય ખરો પરન્તુ આત્મકલ્યાણુ કરી શકે નહિ.

૨ દુઃખગર્ભિત વરાગ્ય, તે સંસારમાં રહ્યાથકા અનેક પ્રકારના દુઃખોવડે કરી કલેશ પામતો, વિષય-કષાયથી વિરક્ત બુદ્ધિવાળો થઇ, ધર્મ સન્મુખી થાય, અર્થાત્ દિક્ષિત થાય, પણ સમ્યક્ જ્ઞાન ન હોવાથી પાછુ પરદ્રવ્ય જે પોદ્‌ગલિક સુખ પ્રાપ્ત થયે, વૈરાગ્ય નષ્ટ થવાનો સંભવ ખરો; પરન્તુ તે જીવ, જો ધર્મ સાધન કરતાં થકાં, સાચા સદ્દગુરૂના ઉપદેશયોગે, ભેદજ્ઞાન પ્રાપ્ત કરે તો પછી, દુઃખગર્ભિત વૈરાગ્યને દુર કરી જ્ઞાનગર્ભિત વૈરાગ્યને પ્રાપ્ત કરી શકે છે.

૩ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય તે સ્યાદ્‌વાદ શલીએ ભેદાભેદને જાણી, પરદ્રવ્યનો જ પરિહાર કરવા, અને સ્વદ્રવ્ય જે આત્માને શોધવાને અર્થેજ દિક્ષિત થઇ પરમાર્થે સંસારનો એકાન્ત ત્યાગી હોય, લૂખ અને તુચ્છ વૃત્તિએ વિચરે, તથા અલ્પ અહાર, અલ્પ નિંદ્રા, અલ્પ વિષય કષાયીપણે રહે, અને માત્ર મોક્ષાભિલાષી જ હોય,

તેવો પ્રાણી સ્વ અને પરનું કલ્યાણુ કરી શકે છે. કારણુ કે તેનો ધ્યેય માત્ર રત્નત્રય આરાધવામાંજ હોય છે, પણુ અન્યથા નજ હોય.

પ્રશ્ન—સ્વભાવિક રત્નત્રયી ગુણુનું લક્ષણુ તથા સ્વરૂપ શું?

ઉત્તર—બોધપ્રકાશ અને વિલક્ષણુ-વિચક્ષણુતા એ જ્ઞાનનું સ્વભાવિક લક્ષણુ જાણુવું; દ્રઢ આસ્તિક્તા, પ્રતિતાત્મ, શ્રદ્ધાન ગુણુ; તે સ્વાભાવિક દર્શન લક્ષણુ જાણુવું અને ચિત્તની સ્થિરતા, અનુકૂળતા, સ્વરૂપરમણુતા, તે સ્વાભાવિક ચારિત્ર લક્ષણુ જાણુવું. એમ એ સામાન્યપણે રત્નત્રયીનું વસ્તુગતે લક્ષણુ જાણુવું. વિશેષ પ્રકારે તો, વસ્તુ અનન્ત ધર્માત્મક સામાન્ય અને વિશેષ સ્વભાવવંત સમકાલે છે, તેમાં જે વિશેષાત્મક ધર્મ એટલે વસ્તુને જાતિ ક્રિયાદિ અનેક વિશેષણોયુક્ત યથાર્થ જાણુવી તે જ્ઞાનગુણુ, અને વસ્તુગતે સામાન્ય બોધ તે દર્શનગુણુ; તથા સ્વ-પર, વહેંચણુ ભેદજ્ઞાનરૂપ જે વિવેક, સદાચરણુ, અપિતુ સ્વરૂપાચરણુ જ જ્ઞાનના ફળરૂપ વિરતિ, પરિણુતિ ગુણુ જે છે તે ચારિત્ર લક્ષણુ જાણુવું. પુનઃ મોહના ક્ષયોપશમવડે સમ-સંવેગાદિ લક્ષણુવાળો પરમ શુભ પરિણુામમય પોતાનો આત્મા એજ "દર્શન" છે; જ્ઞાનાવરણુના ક્ષયોપશમવડે યથાસ્થિત તત્ત્વોના શુદ્ધ અવબોધરૂપ

આત્માજ "જ્ઞાન" કહેવાય છે, સોલ કષાય અને નવ નોકષાય રહિત અને વિશુદ્ધ લેશ્યાવંત એવાં સ્વભાવમાં રહેલા પોતાના આત્માનેજ "ચારિત્ર" સમજજે. ઇચ્છાના નિરોધથી શુદ્ધ સંવરવાળો અને સમતા ગુણે પરિણમ્યો છતો કર્મની નિર્જરા કરતો આ આત્માજ " તપ " રૂપ છે, તે તું નિશ્ચયનયે માનજે.

**પ્રશ્ન**—મુનિ મહારાજને, ત્રણ યોગ રત્નત્રય-રૂપે પરિણમે કેવી રીતે ?

**ઉત્તર**—મનયોગે દર્શન શ્રદ્ધાનરૂપે છે, જેથી વસ્તુ નિર્ધારથી ચળે નહિ. વચનયોગે જ્ઞાન ભણવું, યથાર્થ ઉપદેશ કરે છે, સત્ય પ્રરૂપણા જ્ઞાનરૂપ પરિણમન હોય તથા કાયયોગે, ખટકાયની દયારૂપે જયણાપૂર્વક પ્રવર્તન છે.

પ્રશ્ન—મુનિ મહારાજને સમ્યગ્ દર્શનબળે આત્મ સ્વરૂપ પ્રત્યક્ષ અનુભવગોચર કેવી રીતે થાય ?

**ઉત્તર**—જયાં દ્રવ્ય, ગુણ, પર્યાય એકી-ભૂત અભેદ રત્નત્રયરૂપે મુનિને પરિણમે (જેમ અગ્નિ દાહક, પાચન તથા ઉષ્ણતારૂપે છે તેમ, તથા જેમ સોનું પીત, સ્નિગ્ધ તથા ગુરૂતાપણે છે, જેમ એ ત્રણે ગુણ અભેદપણે પરિણમેલા છે તેમ અહીં સમજવું ) ત્યાં સ્વરૂપ નિજ પદ કંદ પ્રત્યક્ષ દેખે, સ્વરૂપ રમણ સુખ સ્વાદન અનુભવે.

**પ્રશ્ન**—છદ્મસ્થ મુનિ સમ્યગ્ દ્રષ્ટિ પ્રત્યક્ષ સ્વરૂપ કેમ દેખે ?

**ઉત્તર**—પ્રત્યક્ષ અનુભવગોચર અનુમાન પ્રમાણ, પ્રતિતે પ્રત્યક્ષ વસ્તુ સ્વરૂપ દેખે એટલે માને. જેમકે-પોતાના પરિણામ જે શુભાશુભ કર્મ-જનિત છે, તે રાગ-દ્વેષદ્વારા, સમ્યક્ બુદ્ધિવડે કરીને, તે પરિણામને પોતે યથાર્થ લેખે, તે પ્રત્યક્ષ દેખવું કહીએ. તે પરિણામ આત્મ એવો જે સ્વદ્રવ્ય જે છે, તેમાંથી શાથી ઉઠે છે ? તો કે જીવ પરિણામે-અધ્યવસાયે પરિણમેલો દ્રવ્ય છે, જેથી તેને સંગે જીવને બુદ્ધિપૂર્વક નિજ પરિણામ દેખાયા અર્થાત્ ઉઠેલા પરિણામને દેખ્યા. જેમ વાદળે ઢાંકેલો સૂર્ય મેઘ ઘટાએ આચ્છાદિત છે, તોપણ સૂર્યપ્રભા પ્રગટ અનુમાને કરી જાણી, લોકો દિવસ અને રાત્રીનો વિભાગ સમજી શકે છે, તેથી સૂર્ય દીઠો એમ કહે છે; તેમ આત્મા પણ જીન વચન પ્રતિતરૂપ અનુમાન પરિણામ દ્વારાએ, નિર્મળ બુદ્ધિગમ્ય દીઠો કહીયે. વળી જેમ ધુમ્ર દીઠે, અગ્નિ દીઠો કહીયે, તેમ પરોક્ષ છતાં, પ્રત્યક્ષ આત્મા, સમ્યક્ દ્રષ્ટિ પ્રાણી, વીતરાગ વચનની પ્રતિતે યથાર્થ અનુભવ રૂપે દેખે છે, તેની શુદ્ધિ પ્રતિતી શ્રદ્ધાન છે. એવીજ રીતે આત્માનું જે યથાર્થ ભાસન જાણપણું થાય, તેને સમ્યક્ જ્ઞાન કહીએ, અને જેવો નિજ સ્વરૂપે

એકાન્તે વસ્તુગતે જીવદ્રવ્ય, નિષ્કલંક જાણ્યો તેવોજ રાગ-દ્વેષ વિકલ્પરહિત પરિણમે તેવારે સ્વરૂપાચરણ ચારિત્ર પ્રગટે. તેવા ચારિત્રમાં રમણ કરે, તેજ મુનિ મહારાજ મોક્ષ મેળવી શકે છે.

**પ્રશ્ન**—ભાવના, અધ્યાત્મ, મુનિ, મૈત્રી, કારૂણ્ય, માધ્યસ્થ અને પ્રમોદભાવના; એ શબ્દોનો અર્થ શું ?

**ઉત્તર**—આત્મા પ્રત્યે ભાવવું અને આત્મ ચિંત્વન કરવું તે ભાવના. આત્માને અધિકારીપણે કાર્ય કરનાર, તે અધ્યાત્મ. પંચાસ્તિ કાયરૂપ જગત્ તત્ત્વને, જે યથાર્થ માને, તે મુનિ. અર્થાત્ રત્નત્રયીવડે મોક્ષમાર્ગનું સમ્યગરીતે સાધન કરવા જેના તન, મન અને વચન સાવધાન છે, એવો નિત્ય અપ્રમત્ત આત્માજ ખરેખર " સાધુ " " મુનિ " કહેવાય છે. પરહિત ચિન્તા, તે મૈત્રી-ભાવના, પરદુઃખ વિનાશની ઈચ્છા, તે કારૂણ્ય ભાવના, પરસુખ દીઠે સંતોષ તથા પ્રમોદ આણે તે પ્રમોદ ભાવના, અને પરદોષની ઉપેક્ષા, તે માધ્યસ્થ ભાવનાદિનો પરમાર્થ જાણી, તે ભાવના-માંજ મુનિ રમ્યા કરે છે.

**પ્રશ્ન**—મુનિ મહારાજનું સ્વરૂપ શું ?

**ઉત્તર**—પરભાવ-પરદ્રવ્યરૂપ, વિભાવ દશા

પ્રગટયે, પર વસ્તુનો સંગ થાય છે, અને તે વડે ફરીને દુષ્ટ વિભાવ જે મોહ પ્રગટયે, આત્મસ્વરૂપ પ્રગટ થઇ શકતું નથી, અને તે પર સંગે કરી આ આત્મા, સંસાર ચક્રમાં ફરતાં અનેક પ્રકારે કર્મ વિટંબના રૂપ દુઃખ વિપાક ભોગવાય છે, એમ સમજી પોતાના આત્મ સ્વભાવમાં વર્તે છે તેજ યોગીશ્વર-મુનિ સ્વરૂપે માનજે. યોગ, જે આત્મ સ્વભાવના મૂળ ત્રણ ગુણ જે જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ ત્રણે ભાવ ઐકયતાએ પરિણમ્યા છે, જેથી તેઓનું મન, અકલુષિત ચિત્ત સંકલ્પ-વિકલ્પ, હર્ષ-વિષવાદ રહિત, સમભાવેજ નિર્વિ-કલ્પપણે ચિત્ત પ્રસન્નપણે રહે છે, જેઓનું તેજ સાચા સદ્ગુરૂ મુનિ મહારાજ કહેવાય છે.

તે મુનિરાજ કેવા છે ? દેવતાના સુખને વિષે, તથા નરકના દુઃખને વિષે, સમભાવે છે. કંકર તથા મણિ-રત્ન, એ બંને સરખા જાણે છે. એ સર્વ પૌદ્ગલિક-વિભા-વિક વસ્તુથી ઉત્પન્ન થયેલ, સુખ-દુઃખ જાણી સમભાવ ચિત્તે જે મુનિ વર્તે છે; કારણ કે-તે જાણે છે જે એ સર્વ શુભાશુભ પુદ્ગલ વિનાશિક છે, પણ તેમાં મારો જે સ્વદ્રવ્ય આત્મા તેના એક ગુણનો પણ અંશ નથી, એમ મુનિ-રાજ માને છે.

એવા મુનિ મહાત્માઓ, શુદ્ધ જાણપણે કરી, સ્વા-ભાવિક સમભાવ જે અચલ સમતાના રસીયા થયા થકા, પોતાના જે જ્ઞાનાદિ ત્રયરત્ન આરાધી આત્મ તત્ત્વ સાધે, પૂર્ણ ભાવ પ્રગટ થયે નિશ્ચલ આનંદને ઉપાર્જે; એવો

જે આનંદમયી અનુભવ, અમૃત રૂપ સદાકાલ જે આત્મ ધર્મનો ભોગ આસ્વાદન કરે, જ્યારે આત્મ ધર્મ આરાધે, ત્યારે આકરામાં આકરાં ધનઘાતી કર્મ જે છે તે આત્મગુણના ઘાતકારી છે, તેને આત્મ પ્રદેશથી જૂદા કરે. જૂદા કોની પેરે કરે? તો કે જેમ કઠીયારો તિક્ષણ ધારવાળો કુહાડો હાથમાં લેઈ, સન્મુખે રાખેલ લાકડાની સંધિનો જાણ, બરોબર સંધિ પર પ્રહાર કરી અલ્પ વારમાં લાકડાને ચીરી નાખે; તેમ મુનિરાજ સ્વઉપયોગ વડે કરી શુદ્ધ ક્રિયા રૂપ, જે કુહાડો છે, તે વડે કરી ઘાતિ કર્મને કેમ તોડવા, તે કર્મ પ્રકૃત્તિની સંધિને જાણી, ઉપયોગ પ્રત્યયીક ક્રિયાના પ્રહારે કરી કર્મને જૂદા પાડી દે છે. એવું સ્વરૂપ અનુભવનાર આત્મા, આત્મ પ્રદેશે રહેલ કર્મને જુદા કરી શકે છે.

એવા ગુણયુક્ત જે મુનિ છે તે પૂર્વોક્ત પંદર પ્રકૃત, અને એક સંજ્વલનો ક્રોધ, એ સોલ પ્રકૃતિનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ કરી આગળને પગથિએ ચઢે છે. આગળનું પગથિયું કયું?

## ૭. અપ્રમત્ત ગુણસ્થાન.

અપ્રમત્ત ગુણસ્થાન—પ્રમાદના બંધનથી મુક્ત થયેલ મહા મુનિવરોનું આ સાતમું ગુણસ્થાન (પગથિયું) છે.

સ્વઉપયોગમાંજ રમનાર મુનિ મહાત્માઓ નિશ્ચય, વ્યવહારના સ્વરૂપને સમજી સ્યાદ્‌વાદ શૈલીને જ ભજે છે.

**પ્રશ્ન**—નિશ્ચય અને વ્યવહાર નય જીવને ગુણકારી શું?

**ઉત્તર**—સમ્યક્‌દૃષ્ટિ મુનિરાજાદિ જે છે તે, શ્રી જિન પ્રણિત સ્યાદ્‌વાદના જાણ, જૈન

શૈલિના ઉપયોગી બોધવાન, ભવ્ય પ્રાણીઓને, નિશ્ચયનય દ્રઢતા, આસ્તિક્તા, કારણ હેતુ છે; અને વ્યવહારનય, જે છે તે જીવના પર્યાય શુભાશુભ કર્મરૂપે જે ભર્યા છે, તેને સંભારવાના હેતુરૂપ છે. વ્યવહારનય કેડે ઉદ્યમ છે, અને નિશ્ચયનય કેડે ચિત્તની સ્થિરતા, દ્રઢતા છે, એમ એ બન્ને નયો, આત્મદ્રવ્યને સુધારવામાં સમકાલે ગૌણતા-મુખ્યતાએ ગુણકારી છે, માટે એમાંથી એક પણ નયને ઉત્થાપે, કે એકાન્તે નિષેધે, તેઃ જીવ એકાન્તવાદી મિથ્યાત્વી જાણવો. કારણકે કહ્યું છે કે, આત્મા બંધક છે, અને અબંધક પણ છે, તથા ભોક્તા છે, અને અભોક્તા પણ છે. તથા આત્મા કર્ત્તા પણ છે, અને અકર્ત્તા પણ છે. આ પ્રમાણે છે તો પછી એકાન્તવાદી બંધક અબંધકની ઘટના કેવી રીતે કરી સમજાવી શકશે ? નહીજ સમજાવી શકે. તે હેતુએજ બંને નય પ્રરૂપી છે. માટે બંને નયને માન્ય કરનાર સંતોષકારક ખુલાસો કરી શકશેજ. બંને નય માન્યકારકનો ખુલાસો વાંચો- નિશ્ચયનયે, આત્મા અબંધક છે, પરન્તુ વ્યવહારનયે બંધક છે. એમજ ભોક્તા અને કર્ત્તા વ્યવહારનયે આત્મા જાણવો, અને નિશ્ચયનયે-એટલે મૂળસ્વરૂપે, અપરિણામિકપણે એટલે સ્વરૂપપરિણામે અભોક્તા ને અકર્ત્તા-સ્વરૂપ ભોક્તા-સ્વરૂપ કર્ત્તાજ

કહિયે. એ વગેરે અનેક સ્થાને બે નયની જરૂરીયાત પડે છે, માટેજ બન્ને નય માનવી. એ વીતરાગ માર્ગનો કહો કે સિદ્ધાંતનો મૂળ માર્ગજ છે.

પ્રશ્ન—નિશ્ચય અને વ્યવહારથી સમ્યક્ત્વનું સ્વરૂપ કહો ?

ઉત્તર—શ્રી જિનવાણી પ્રતીતે ગ્રહીને, ષટ્ દ્રવ્યના ગુણ, પર્યાય યથાર્થપણે ધારે, અનુભવ પ્રત્યક્ષે સ્વરૂપને વેદે, તથા ગુણ પર્યાયનું પ્રથક્-કરણ કરે, પુદ્ગલાદિ કર્મ પર્યાયમાં તદાકાર, ન પરિણમે, પાંચ ઇન્દ્રિયના ભોગ વિષયો ઇષ્ટાનિષ્ટરૂપ ન વેદે, પોતાના સ્વરૂપને ભેદે કરી રત્નત્રયીરૂપે આરાધે, તેને વ્યવહારસમ્યકત્વ કહીયે; તથા પોતાના ગુણ ગુણી પર્યાય, અભેદરૂપે રત્નત્રયરૂપે, નિર્વિકલ્પ સમાધિ પરિણમે તેને નિશ્ચય સમકિતી કહીયે: ત્યાં વ્યવહાર સમ્યક્ત્વ જે છે તે નિશ્ચય સમ્યકત્વનું કારણ છે; અને નિશ્ચયસમ્યક્ત્વ, તે કેવલજ્ઞાન પ્રાપ્તિનું કારણ છે. માટે બન્નેની આવશ્યક્તા છે.

પ્રશ્ન—નિશ્ચય સમ્યક્ત્વમાં જવા અર્થે પ્રથમ શુદ્ધ વ્યવહાર સમ્યક્ત્વને કેવી રીતે આરાધવું ?

ઉત્તર—જીનવાણી, ગુણ, પર્યાય અભેદરૂપ રત્નત્રય, દ્રવ્યરૂપે નિર્વિકલ્પ સમાધિપણે પરિણમે, તેને નિશ્ચયસમકિત કહીયે. તેના ઉપર ધ્યેય રાખી, જીનવાણી પ્રતીતે ગ્રહીને, પ્રત્યક્ષ

સ્વરૂપે વેદે, ગુણ પર્યાયનો વિલછન કરે, ભેદરૂપ રત્નત્રયને આરાધે, તે વ્યવહાર સમકીત કહીયે. તે શુદ્ધ વ્યવહારે પ્રવર્તતા, વસ્તુ ધર્મરૂપ શુદ્ધાત્મ નિશ્ચય પરિણતીરૂપ સમકિતને, અવશ્ય આરાધિ મોક્ષ સુખ મેળવે છે.

પ્રશ્ન—વ્યવહાર સમ્યકૃત્વીને, વ્યવહાર પ્રવૃત્તિએ લાભ થાય શું?

ઉત્તર—નવ તત્ત્વ, ષટ્ દ્રવ્યાદિકનું, આસ્તિકભાવે, દૃઢ શ્રદ્ધાન, દેવ, ગુરૂ, ધર્મનું યથાર્થ શ્રદ્ધાન, તત્ત્વબુદ્ધિના વિશેષ પ્રકાશે કરી તત્વાતત્વનું નય ભંગરૂપે, અનેકાન્ત માર્ગ વિશેષ રીતે અવલંબન થતાં આગળ પરંપરાએ વસ્તુ ધર્મ જે નિશ્ચય સમ્યકત્વને વ્યવહાર સમ્યકૃત્વ જે પૂર્વે કહ્યું છે, તે નિશ્ચય સ્વરૂપને પ્રાપ્ત કરાવે છે, અને તે પ્રાપ્ત થયે કઠીણ કર્મ જે છે તેને પણ અલ્પ મુહતમાં ખેરવી શકે છે.

પ્રશ્ન—મુનિને અપ્રમત્તદશાએ, સમય સમય અનન્ત ગુણ વિશુદ્ધિ કહી, તે શી રીતે?

ઉત્તર—આત્મોપયોગ એકાગ્ર ધ્યાનદશા પ્રગટવાથી, આત્મપ્રદેશે રહેલી અનન્તી કર્મવર્ગણાની નિર્જરા થતાં, આત્માની અનન્તી વિશુદ્ધિ સમય સમય થાય છે.

પ્રશ્ન—મુનિમહારાજ સ્વાધ્યાય કરે છે, શુભયોગે વ્રતાદિક આરાધવા શુભ ક્રિયા કરે છે,

તથા શુદ્ધોપયોગે, શુદ્ધ સ્વભાવે, અપ્પાણ ભાવે માણે વિહર" જાવત્ આત્મધ્યાન કરે છે, તે સર્વ કર્મ ખપાવવાને અર્થે, તો તે કયાં કર્મ ખપાવે? ખપાવવાનાં તો ત્રણ કર્મ છે—તે ઉદય-કર્મ, બંધકર્મ, અને સત્તાકર્મ ઉદીરણાકર્મ, જે છે તે ઉદયના પેટા ભાગમાં ગવેખીએ. એ ત્રણે કર્મ કેમ ટળે?

**ઉત્તર**—શુભયોગે, પાંચ મહાવ્રત સંવરરૂપ ક્રિયાવડે કરી નવો બંધ પડે, તે કર્મ નિવારે-એટલે વ્રતાદિક શુભ ક્રિયાવડે બંધકર્મ નિવારે, તથા પાંચ પ્રકારની સ્વાધ્યાય, અને ધ્યાનવડે કરી ઉદયકર્મને ખપાવે, અર્થાત્ નિષ્ફલ કરે તથા શુદ્ધોપયોગે, આત્મધ્યાને સત્તામાં રહેલાં જે કર્મ તેને શોધીને ખપાવે; એમ મુનિ આત્મગુણે કરી આગળ વધે છે, તે મુનિનું સ્વરૂપ કહે છે.

**પ્રશ્ન**—આત્મધર્મને વિષે રમનાર, મુનિનું સ્વરૂપ શું?

**ઉત્તર**—જેઓ આત્મધર્મને વિષે રમ્યા કરે, તે નિગ્રંથ અથવા આત્મતત્વના અભ્યાસને વિષે સદાકાલ નિરંતરપણે જેનો ઉપયોગ પ્રવર્તે તેજ સાધુપંથ અને સાધુમાર્ગ કહીએ. કારણકે, તેવા સાધુ—મુનિઓજ મોક્ષમાર્ગને સાધે છે, માટે મોક્ષ માર્ગના સાધનારને જ સાધુ કહીએ છીએ.

દ્રવ્યચારિત્ર, તે હિંસાદિક પંચાશ્રવનો ત્યાગ કરી,

પંચમહાવ્રત, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, ચરણસિત્તરી, કરણ સિત્તરી પાળનાર તથા દોષ રહિત સુઝતા નિર્દોષ આહારાદિ લેનાર તથા સર્વ સિદ્ધાંત ભણે, વાંચે અને સચોટ શુદ્ધ ઉપદેશના દેનાર સાધુ હોય છે ખરા; પરન્તુ જો તેણે આત્મ સ્વરૂપ ઓળખ્યું નથી, અને તે ઉપયોગે પ્રવર્તે નહિં, તો તેને દ્રવ્યચારિત્રીયા મુનિ–સાધુ કહેલ છે.

ભાવ ચારિત્ર, તે આત્મ સ્વરૂપમાં એકત્વ થવું, તે આત્મ સ્થિરતા, આત્મ સ્વરૂપનું રમણ, આત્મ સ્વરૂપ નિશ્ચલતા, આત્મ સ્વરૂપ ભોગી, પરભાવ અભોગી જે છે તે મુનિ ભાવ ચારિત્રીયા સમજવા. એજ ભાવ ચારિત્ર–એવા આત્મ સ્વરૂપના જાણ ગીતાર્થ મુનિના ચરણ કમળ સેવીએ–મોક્ષાભિલાષી મુનિને સેવ્યાથી લાભ શું? શુદ્ધ નિર્મળ યથાર્થ નિઃસંદેહ, એવા જે સિદ્ધાંતાદિક સંભળાવી વીતરાગ વાણી રૂપ, જ્ઞાનામૃતનું પાન કરાવી, પર પુદ્ગલાદિ વસ્તુનો સંગ છોડાવી, સ્વદ્રવ્ય જે આત્મા, તેના શાશ્વત સુખનો અનુભવ કરાવે છે એજ અલભ્ય લાભ મળે છે.

ઉપરોક્ત ગુણ યુક્ત મુનિરાજ જે છે તે પૂર્વોક્ત સોલ પ્રકૃત્તિ અને સંજ્વલન માન એ સત્તર પ્રકૃત્તિનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ કરનાર મુનિ આગળને પગથિએ ચઢી શકે છે. તે પગથિયું કયું?

## ૮ અપૂર્વકરણ ગુણસ્થાન.

અપૂર્વ કરણ—"કરણ" એટલે અધ્યવસાય—આત્મ પરિણામ. આ ગુણસ્થાને આવનાર આત્મા, મોહનીય કર્મને ઉપશમ યા ક્ષય કરવાનો અપૂર્વ (પહેલાં નહિ પ્રાપ્ત થયેલો) અધ્યવસાય આ સ્થાનમાં પ્રાપ્ત થાય છે.

આ ગુણસ્થાનને અંતે પૂર્વોક્ત પ્રકૃત્તિ સત્તર અને સંજ્વલનની માયા, સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ, એ ચાર

મળી એકવીશ પ્રકૃત્તિનો ક્ષય કે ઉપશમ કરી આગળને ગુણસ્થાને ચઢે છે. તે ગુણસ્થાન કયું?—

## ૯ અનિવૃત્તિ ગુણસ્થાન.

અનિવૃત્તિ ગુણસ્થાન—અહીં પૂર્વ ગુણસ્થાનના કરતાં એવો અધિક ઉજ્જ્વલ આત્મ પરિણામ હોય છે, કે જે વડે મોહનો ઉપશમ યા ક્ષય થવા માંડે છે.

આ ગુણસ્થાનને અંતે પૂર્વોક્ત પ્રકૃત્તિ એકવીશ, અને હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંચ્છા એવં છ. એ સર્વ મળી સત્યાવીશ પ્રકૃત્તિનો ક્ષય યા ઉપશમ કરી આગલે ગુણસ્થાને ચઢે છે. તે ગુણસ્થાન કયું?—

## ૧૦ સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાન.

સૂક્ષ્મ સંપરાય, "સંપરાય"—એટલે કષાય પણ પ્રકૃતીમાં લોભ લેવો. ઉક્ત ગુણસ્થાનમાં, મોહનીય કર્મનો ઉપશમ યા ક્ષય થતે થતે જ્યારે બધું મોહનીય કર્મ ઉપશાન્ત યા ક્ષીણ થઈ જાય છે, માત્ર એક લોભનો સૂક્ષ્મ અંશ અવશિષ્ટ રહે છે, ત્યારે આ ગુણસ્થાન પ્રાપ્ત થયું કહેવાય છે.

આ ગુણસ્થાનને અંતે પૂર્વોક્ત પ્રકૃત્તિ સત્યાવીશ અને એક સંજ્વલનનો લોભ, એવં અઠયાવીસ પ્રકૃત્તિનો સર્વથા "ક્ષય" કરનાર આત્મા, પાધરો બારમે ગુણસ્થાને ચઢી જાય છે, પરંતુ ઉપશાંત કરનાર જીવ, આગલે પગથિયે—ગુણસ્થાને ચઢી જાય છે. તે ગુણસ્થાન કયું?

## ૧૧ ઉપશાન્ત મોહ ગુણસ્થાન.

ઉપશાન્ત મોહ—પૂર્વ ગુણસ્થાનોમાં મોહનો ઉપશમ જ કરવો જેણે પ્રારંભ્યો છે, તેને સંપૂર્ણ મોહ ઉપશાન્ત થયે આ ગુણસ્થાન પ્રાપ્ત થયું કહેવાય છે.

આ ગુણસ્થાને વર્તતો જીવ, અંતર્મુહૂર્તે કાલ કરે તો સ્વર્ગમાં જાય છે, પરન્તુ જો કાંઈ આત્મ દ્રવ્યાદિમાં

શંકાદિ પ્રાપ્ત થયે થકે પતિત થાય છે, અને દશમે ગુણ-સ્થાને વર્તતો જીવ, તીવ્ર ઉપયોગે સર્વથા "મોહ"નો ક્ષય કરી, બારમે ગુણસ્થાને ચઢવા પ્રથમ કષાયને ટાળી ગુણો પ્રગટ કરે છે, તે ગુણો કયા?

**પ્રશ્ન**—ક્રોધ, માન, માયા અને લોભ ક્ષય થવાથી કયાં કયાં ગુણ પ્રગટે છે?

**ઉત્તર**—જ્યારે ક્રોધ જાય ત્યારે સમતા ગુણ પ્રગટે, જ્યારે માન જાય ત્યારે માર્દવ ગુણ પ્રગટે, જ્યારે માયા જાય ત્યારે આર્જવ ગુણ પ્રગટે, અને જ્યારે લોભ જાય ત્યારે સંતોષ ગુણ પ્રગટે છે.

**પ્રશ્ન**—કષાય, પ્રમાદ, ઇન્દ્રિય વિષય રાગ અને યોગ પ્રત્યઇયાં બાંધેલાં કર્મ ટાળવાનો ઉપાય કયો?

**ઉત્તર**—અનભિસંધિ એટલે કષાયથી વીર્યનું પ્રવર્તવું થાય છે જેથી કષાયોદયે બાંધેલ કર્મ ઉપશમાદિ સમતા—ક્ષમાવડે ટળે છે. પ્રમાદવડે બાંધેલાં કર્મ અપ્રમાદ દશાવડે ટળે. વિષયરાગા-દિથી બાંધેલાં કર્મ શુદ્ધ તપશ્ચર્યાવડે ટળે; અને યોગ પ્રત્યઇયાં કર્મ અભિસંધિ-એટલે આત્માની પ્રેરણાથી વીર્યનું પ્રવર્તવું થાય છે, જેથી અયોગી દશા પ્રાપ્ત કરે છે. તે અયોગીદશાએ શલેશી-કરણે પ્રવર્તતા ટળે છે. એવા ગુણવાળો આત્મા બારમું ગુણસ્થાન ગ્રહે છે.

## ૧૨ ક્ષીણમોહ ગુણસ્થાન.

ક્ષીણમોહ—પૂર્વ ગુણસ્થાનોમાં મોહનીય કર્મનો ક્ષય

જ જેણે પ્રારંભ્યો છે, તેને સંપૂર્ણ મોહ ક્ષીણ થયે આ ગુણસ્થાન પ્રાપ્ત થયું કહેવાય છે.

અહીં ઉપશમ અને ક્ષયમાં ફરક સમજવાનો છે. મોહનો સર્વથા ઉપશમ થયો હોય, છતાં પુનઃ મોહનો પ્રાદુર્ભાવ થયા વગર રહેતો નથી. જેમ પાણીના વાસણમાં પાણીની રજ બધી તળીયે બેસી જાય છે, ત્યારે તે પાણી સ્વચ્છ દેખાય છે, તેમ મોહનાં રજકણો—મોહનો તમામ પુંજ આત્માના પ્રદેશોમાં જ્યારે સ્થિર થઇ જાય છે, ત્યારે આત્માના પ્રદેશો સ્વચ્છ જેવા બને છે, પરન્તુ આ સ્વચ્છતા કેટલા વખતની? પેલા પાણીની નીચે બેસી ગયેલાં રજકણો થોડીવારમાં પાણીને કિંચિત્ માત્ર ક્રિયાની અસર લાગવાથી જેમ તમામ પાણીમાં પસરી જાય છે, તેમ ઉપશાન્ત થયેલ મોહ પુંજ થોડીવારમાં પુનઃ ઉદયમાં પ્રાપ્ત થાય છે અને તેથી કરી જેવી રીતે ગુણ શ્રેણિઓમાં ચઢવાનું થયું હતું, તેવી રીતે પડવાનું થાય છે. આ ઉપરથી જોઈ શકાય છે કે, મોહનો સર્વથા ક્ષય થવાથી જ કેવલજ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે, કારણ કે મોહનો સમૂલ ક્ષય થવા પછી તેનો પુનઃ ઉદ્ભવ થતો નથી, કારણ કે તે જીવે સમાધિ પ્રાપ્ત કરી છે.

**પ્રશ્ન**—બોધ અને સમાધિનું સ્વરૂપ શું?

**ઉત્તર**—સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર રત્નત્રયીની પ્રાપ્તિ સુગમતાથી થાય તે "બોધ"; અને આ ભવે યા ભવાન્તરને વિષે નિર્વેદનપણે ચિત્તની સ્થિરતા—વિશ્રાંતિની પ્રાપ્તિ સુગમતાએ થાય, તે "સમાધિ" સમજવો. તેવો જીવ, ભાવ નિર્જરા કરી શકે છે.

**પ્રશ્ન**—દ્રવ્ય નિજરા અને ભાવ નિર્જરા કેવી રીતે થાય ?

**ઉત્તર**—જ્યારે જીવ વરાગ્યભાવ ઉદાસીનતાએ પ્રવર્તે ત્યારે દ્રવ્યનિર્જરા કરે; અને જીવ જ્યારે શુદ્ધજ્ઞાનોપયોગે પ્રવર્તે ત્યારે ભાવ-નિર્જરા કરે છે, માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કરજે.

**પ્રશ્ન**—ક્યાં જ્ઞાન અને કઇ ક્રિયાથી મોક્ષ થાય ?

ઉત્તર—ક્રિયા બે પ્રકારની. તે ૧ યોગક્રિયા, તે શુભાશુભ બંધ રૂપ છે, અને ૨ ઉપયોગ ક્રિયા, તે પોતાના સ્વરૂપે પરિણમે, ત્યાં કર્મ નિર્જરા થાય. યોગક્રિયા, જે છે તે જાતે આશ્રવ રૂપ હોઈ કર્મ બંધ નિપજાવે અને ઉપયોગ ક્રિયા તે સ્વરૂપ પ્રગટાવે છે.–એટલે યોગ ક્રિયા કર્મ ગ્રહણ ત્યાગ રૂપ સુલટ–ઉલટ છે પણ સર્વાંશે મોક્ષાર્થે નથી કેમકે સર્વથા મોક્ષ રૂપ ધર્મ તો શુદ્ધોપયોગે જ છે. માટે ઉપયોગ શૂન્ય ક્રિયા આશ્રવ રૂપ, આત્મ સ્વરૂપ જ્ઞાનની કાતરણી છે, માટે તે ક્રિયા કર્મ બંધ રૂપ જાણી આત્મજ્ઞાન રૂપ ઉપયોગે જ મોક્ષ મળે છે માટે તે જ્ઞાન સહિત ક્રિયા કરજે.

**પ્રશ્ન**—ઉપયોગ એટલે શું ?

ઉત્તર—ચેતનાનું શુદ્ધાશુદ્ધ પરિણમન, તે ઉપયોગ તે બે પ્રકારે છે. તે ૧ શુદ્ધ, અને ૨

અશુદ્ધ. શુદ્ધોપયોગે જીવ સિદ્ધ ગતિ વરે, અને અશુદ્ધોપયોગ જે છે તેના બે ભેદ છે. તે ૧ શુભ ઉપયોગ, અને ૨ અશુદ્ધ ઉપયોગ. ત્યાં દાનાદિ પરિણામ તે શુભોપયોગ કહીએ, અને તે વડે કરી પુણ્ય બંધ થાય, અને તેથી સદ્દગતિ પામે; અને હિંસાદિ પરિણામ તે અશુભોપયોગ કહીએ, તેથી પાપ બંધ થાય અને જીવ દુર્ગતિ પામે છે.

**પ્રશ્ન**—ઉપયોગ કેટલા અને તેમાં રૂપી અને અરૂપી કેટલાં ?

**ઉત્તર**—ઉપયોગ બાર, તે પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન અને ચાર દર્શન; એવં બાર છે. તેમાં કેવળ જ્ઞાન અને કેવલ દર્શન, એ બે આત્મ ગુણ હોવાથી અરૂપી છે, અને બકાતનો રહેલ દશ આત્મ પુદ્દગલાશ્રિત હોવાથી રૂપી છે.

**પ્રશ્ન**—દર્શન અને જ્ઞાનમાં મૂળ ફેર શું ? તથા છદ્મસ્થ સમ્યક્ દર્શની અને કેવલ દર્શની આ બંનેના દેખાવમાં તફાવત શું ?

છદ્દમસ્થને પ્રથમ દેખવું એ દર્શનોપયોગ અને પછી જાણવું તે જ્ઞાનોપયોગ હોય છે.

**"છઉમથ્થાણં દંસણ યુવનાણં"** દર્શન તે સામાન્યવબોધ અને જ્ઞાન તે વિશેષાવબોધ જાણવો. દર્શન તે સામાન્યાવબોધ છે, તે ધાત્કારરૂપ પ્રતિભાસ થઈ થોડો કાલ રહી પછે જ્ઞાનમાંહી ભળે, જેથી જ્ઞાન વિશેષાવબોધ છે, ઘણા કાલ રહે તે માટે. છદ્દમસ્થ સમ્યક્ દ્રષ્ટિ આત્મસ્વરૂપને દેખે

પણ સાક્ષાત્ હાથની હથેલીમાં રહેલાં પાણીમાં, જે હથેલીની રેખાઓ સ્પષ્ટ દેખાય તેમ સાક્ષાત્ અસંખ્યાત પ્રદેશી અરૂપી આત્માને કેવલદર્શનીજ દેખે છે, પણ છદ્મસ્થ તો પ્રતિતે અનુમાને અનુભવે—અર્થાત્ સ્વરૂપ દેખે. ચેતના લક્ષણ ગુણે પ્રત્યક્ષ દીઠો અનુભવે તે પરિણમન પર્યાયરૂપે અને સ્વરૂપે તે અભેદ રત્નત્રયાત્મક નિજ પદ કંદ દીઠો. એ રીતે આત્મસ્વરૂપનું દર્શન છદ્મસ્થ સમ્યકદ્રષ્ટિને સંભવે, પણ પ્રત્યક્ષ ન ભાળે. કેમકે બારમે ગુણસ્થાને વર્તતા જીવો પરમાણુંને દેખતા નથી, તો પછી આત્માને દેખે કયાંથી ? નજ દેખે, પણ ચેતનાં લક્ષણે અનુભવે તેજ દીઠો સમજવો.

**પ્રશ્ન**—ક્ષેત્ર અને કાલમાં સૂક્ષ્મ કોણ ?

**ઉત્તર**—ગાથા:-

**सुहु मोटा होईकालो, ततोसुहुमतरहुवईखित्त;**
**अंगु सेढीमित्ते, उसप्पिणीओ असंखिज्ज.** ॥१॥

**પ્રશ્ન**—આત્મ પ્રદેશ, અને પરમાણુમાં સૂક્ષ્મ કોણ ?

**ઉત્તર**—પરમાણું અનાદિ અનન્ત શાશ્વત સિદ્ધ દ્રવ્ય છે, તે સૂક્ષ્મ છે. તેનો પરમાર્થ જે, એક જીવનો એક પ્રદેશ, તથા આકાશનો એક પ્રદેશ તથા પરમાણુ એક, એ સર્વની અવગાહના તુલ્ય છે; પરન્તુ એક આકાશ પ્રદેશ મધ્યે, એક જીવના અસંખ્યાત પ્રદેશ અને અનંત જીવના અનંત પ્રદેશ સમાય છે, અને તે આત્માના માત્ર એકજ પ્રદેશે, કર્મવર્ગણા પણ અનંત પરમાણુંઓ પરિણમેલા સમાઇ રહે છે, જેથી આકાશપ્રદેશમાંહી

આત્મ પ્રદેશ સમાયા માટે સૂક્ષ્મ છે અને આત્મ પ્રદેશથી, પરમાણું અનંત સમાવવે સૂક્ષ્મ છે; માટે સર્વથી સૂક્ષ્મમાં સૂક્ષ્મ પરમાણુંઓ દ્રવ્ય નિત્ય શાશ્વત છે.

**પ્રશ્ન**--પરમાણું અને પ્રદેશમાં વિશેષ શું?

**ઉત્તર**---સ્વભાવિક તે પરમાણું અને વિભાવિક તે પ્રદેશ. જે પરમાણું સ્કંધને વળગ્યો છે ત્યાં સુધી પ્રદેશ કહેવાય અને તે જ્યારે છુટો પડે છે ત્યારે તેને પરમાણું કહેલ છે. તે પરમાણુંને છદ્મસ્થ સાધુ દેખી શકતા નથી.

**પ્રશ્ન**--છદ્મસ્થ કોને કહીયે ?

**ઉત્તર**--કૈવલ્યજ્ઞાન વિના બાકીના ચાર જ્ઞાનની પ્રાપ્તિ થઇ હોય તોપણ તેને પ્રભુએ છદ્મસ્થ કહેલ છે; માટે કેવલજ્ઞાન પ્રગટ કરવા પૂર્ણ પુરૂષાર્થ કરવો.

**પ્રશ્ન**--કેવલ જ્ઞાન પ્રાપ્તિનો ઉપાય શું?

**ઉત્તર**--ધર્માન્તરાયના ક્ષયોપશમે, પ્રાપ્ત થયેલ સુસંયમ, તે સંયમમાં શુદ્ધોપયોગ રાખી એકાગ્રતા રૂપ ધ્યાનમાં પ્રવર્તતા, ત્રણ કર્મ જે, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મનો ક્ષાયિક ભાવ થાય છે. પૂર્વોક્ત ત્રણ કર્મનો સર્વથા ક્ષય થવાથીજ કેવલજ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે.

કેવલજ્ઞાનના પ્રાદુર્ભાવના ક્ષણથીજ--

## ૧૩ સયોગકેવલી ગુણસ્થાન.

સયોગકેવલી—ગુણસ્થાનની શરૂઆત થાય છે. આ ગુણસ્થાનના નામમાં જે "સંયોગ" શબ્દ મૂકયો છે, તેને અર્થ "યોગવાળા" થાય છે. યોગ એટલે શરીર વગેરેના વ્યાપારે, કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ શરીર ધારીને ગમનાગમનને વ્યાપાર બોલવાને વ્યાપાર વગેરે વ્યાપારે હોવાથી તે શરીરધારી કેવલી સયોગ કહેવાય છે. તેથી તે વેદનીયકર્મ પ્રત્યે બાંધે છે.

**પ્રશ્ન**—કેવલી ભગવંતને યોગ પ્રતેયો વેદનીય કર્મ માંહેલો જે સાતાબંધ બાંધે છે, તે શી રીતે સમજવો ?

**ઉત્તર**—કેવલી ભગવંતને કાંઇ શુભ સંકલ્પ રૂપ વ્યવહાર નથી પણ તેમને એક શુકલ લેશ્યાનો ઉદય છે તેથી તે લેશ્યા યોગદ્વારે પરિણમે છે, અને તે યોગનું પરિણમન તે ઔદયિક ભાવે જઇ પરિણમે; કારણ કે પુદ્‌ગલને પુદ્‌ગલને વિશ્રામ છે, તેથી તે લેશ્યા એ યોગ પ્રત્યઇક એક સાતા પ્રકૃત્તિને બંધ એક સમયને થાય છે, અને તે બીજે સમયે સંક્રમે અને ત્રીજે સમયે ખેરવે અર્થાત્ પ્રથમ સમયે ઉત્તમ પુદ્‌ગલ શાતારૂપે ગ્રહે, બીજે સમયે વેદે અને ત્રીજે સમયે ખેરવે; એટલે ક્ષય કરે છે. તેથી તે ગુણસ્થાને વર્તતા જીવને અણુંદિયા પણ કહીને બોલાવ્યા છે.

**પ્રશ્ન**—કેવલી ભગવંતને પાંચ ઇન્દ્રિયના વિકારો મટે ત્યારે કયા ગુણો નિર્મળ થાય?

ઉત્તર—ચક્ષુઇન્દ્રિયનો વિકાર મટે ત્યારે હૃદયને વિષે નિર્મળ જ્ઞાન ચક્ષુ પ્રગટવારૂપ, ગુણ થાય. તે ગુણ પ્રત્યેક આત્મ પ્રદેશે જ્યારે શ્રોતેંદ્રિયનો વિકાર મટે, ત્યારે જીન વચન શ્રવણ પ્રીતિ સહિત પ્રતિતીપૂર્વક ગુણ પ્રગટયો હતો તે સાક્ષાત્કાર થયો; જ્યારે જીવ્હાઇન્દ્રિય વિકાર મટે ત્યારે તો આત્મિક અનુભવ રસ સ્વાદ સાક્ષાત્ પ્રગટ થયો. જ્યારે ઘ્રાણેંદ્રિય વિકાર મટે ત્યારે આત્મીક ગુણ સુવાસના પ્રગટે, તે તેમને સંપૂર્ણ સુવાસના પ્રગટી અને જ્યારે સ્પર્શેન્દ્રિય વિકાર જાય, ત્યારે આત્મપ્રદેશે સ્વભાવ પરિણુતી સ્પર્શન ગુણ પ્રગટે છે; તે તેમને આત્માના પ્રત્યેક પ્રદેશે સ્વભાવ પરિણુતી સ્પર્શન ગુણ પ્રગટયો. આ ગુણો પ્રત્યેક પ્રત્યેક આત્મ પ્રદેશે ગુણ પ્રગટયા છે. તેવા અનેક ગુણ યુક્ત કેવલી ભગવંત કેવલપર્યાયે વિચરે તો ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વ દેશેઉણી પર્યાયે વિચરી—

તે કેવલી પરમાત્માઓના આયુષ્યનાં અન્તમાં પ્રબળ શુકલ ધ્યાનના પ્રભાવે જ્યારે તમામ વ્યાપારનો નિરોધ થઈ જાય છે, ત્યારે તે અવસ્થાનું ગુણસ્થાન—

## ૧૪ અયોગીકેવલી ગુણસ્થાન.

અયોગી કેવલી—એ નામનું છે. અયોગી એટલે સર્વ વ્યાપાર રહિત–સર્વ ક્રિયા રહિત થઈ તત્કાલ સિદ્ધગતિને વરે છે. અર્થાત્ સિદ્ધ પદવી પ્રાપ્ત કરે છે.

પ્રશ્ન—સિદ્ધમાં કર્તા, કાર્ય અને કારણ ઘટાવો.

ઉત્તર—કર્તા સિદ્ધનો જીવ. કાર્ય તે પોતાના જ્ઞાનાદિ અનન્તગુણ સંપૂર્ણ અને કારણ તે, સ્વગુણ રમણતારૂપ સિદ્ધ સ્વભાવે પરિણમ્યા છે. જ્ઞાને કરી, જ્ઞેય પદાર્થ જાણે છે ભોગ જે ભોગવવા યોગ્ય શુદ્ધ સ્વજ્ઞાનાદિ તેહના ભોક્તા છે. પરસ્વરૂપ વિભાવ દશાનો અનાદિકાળનો ગ્રહણ સ્વભાવ પડયો હતો, તેટલો અને સ્વરૂપથી ભિન્ન પુદ્ગલાદિ વસ્તુ અનાદિ કાલની તેના રક્ષકપણાની મતિ હતી, તે નિવારીને સ્વસ્વભાવ રક્ષકપણે પરિણમ્યા અને પરપરિણતિને વિષે અનાદિકાળનો વ્યાપકપણો હતો તે નિવારીને સ્વભાવ વ્યાપકપણે પરિણમ્યા અર્થાત્ તેને વિષે લીનથકા વર્તે છે; તન્મયપણે સંપૂર્ણ આત્મધર્મનો પ્રકાશ થયો, જેથી કરી તે રસે લયલીન છે. સાક્ષાત્કારે મગ્નપણે લોકાગ્રે બીરાજી રહ્યા છે.

ઉપર જોઇ ગયા તેમ, ગુણ શ્રેણિઓમાં આગળ વધતો આત્મા કૈવલ્યજ્ઞાન મેળવી અને આયુષ્યના અંતે અયોગી થઈ તત્કાલ સિદ્ધાલયમાં જઇ અવ્યાબાધ સુખ સંપૂર્ણ અનુભવે છે.

## અવ્યાબાધ સુખ પ્રાપ્ત થાય કયારે ?

દરેક મનુષ્ય સુખ સંપાદન કરવા સારૂ પ્રયત્ન કરે છે તે સુખ કયાંથી મળશે તેની તેને ખબર નથી, અને તેથી સુખ મેળવવા જુદી જુદી વસ્તુઓ પ્રાપ્ત કરવા તે મથે છે.

તે વસ્તુઓ તે પ્રાપ્ત કરી શકે છે, પણ તે વસ્તુઓ પ્રાપ્ત થતાં તેના ઉપરથી તેનો મોહ ઉતરી જાય છે. જેટલી તે ધારતો હતો તેટલી સુખકારક તે જણાતી નથી વળી તે દુઃખગર્ભિત જણાય છે; એટલે બીજી વસ્તુઓમાં સુખ શોધવા તે પ્રયત્નશીળ થાય છે. જ્યાં સુધી આત્મજ્ઞાન ન થાય, ત્યાં સુધી તે સુખ શોધ્યાજ કરે છે. ખરૂં સુખ, ખરો આનંદ આત્મામાંજ રહેલો છે. જગતના પદાર્થો પણ સુખ આપી શકે છે, એ વાત ખરી છે, પણ તે સુખ ઐન્દ્રજાલિક છે. અને તે સુખ પ્રાપ્ત કર્યા પછી બીજા સુખની આકાંક્ષા રહે છે, માટે શાસ્વત સુખ પ્રાપ્ત કરવા ઇચ્છા રાખનારે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું ઉચિત છે. તે પ્રાપ્ત કર્યા પછી કાંઇ પણ પ્રાપ્તવ્ય રહેતું નથી. ત્યાં સુખની અવધિ આવે છે, આત્મ સ્વભાવે પરમાનંદસંપન્ન અને જ્ઞાનમય છે તે પોતાનો સ્વભાવ પ્રગટ કરે છે; એટલે જ્ઞાતારૂપે તે વ્યક્ત થાય છે અને પરમ આનંદ તે પ્રાપ્ત કરે છે. આત્મજ્ઞાન થતાં સર્વ જ્ઞેય પદાર્થ જણાઈ જાય છે. કારણ કે **આ**ચારાંગજી સુત્રમાં કહેલ છે કે—**एगंजाण से सव्वंजाणइ** જે એક તત્વને (આત્માને) યથાર્થ જાણે છે, તે સર્વ તત્વને જાણે છે. કારણ કે આત્મામાં સર્વ વસ્તુઓનું દર્પણની માફક પ્રતિબિંબ પડે છે તથા પુરૂષાર્થ સિદ્ધિ ઉપાય ગ્રંથમાં મંગલાચરણમાં જણાવે છે કેઃ—

શ્લોક

**तज्जयतिपरंज्योतिः समंसमस्तैरनन्तपर्यायैः**
**दपर्णतलइवसकला प्रतिफलतिपदार्थमालिकायत्र॥१॥**

**અર્થ:**—દર્પણની માફક જેમાં સર્વ અનન્ત પર્યાયો સહિત સકળ પદાર્થ સમૂહનું પ્રતિબંબ પડે છે, તે પરમ-

જ્યોતિ (પરમાત્મતત્વ) જયવંતુ વર્તો. જેણે આત્મતત્વને યથાર્થ જાણ્યું તે સર્વ જાણે છે; કારણકે આત્મતત્વમાં સર્વ પદાર્થનું પ્રતિબિંબ પડે છે.

આ ઉપરથી આપણને જણાય છે કે સર્વ કોઇ આત્મજ્ઞાન મેળવવાનો બોધ આપે છે. તેજ સાધ્યબિન્દુ છે, તેજ ઉત્કૃષ્ટ પદ છે, તેજ પ્રાપ્તવ્ય છે, અને તેજ સર્વ સુખની સમાપ્તિની પરિસિમા છે; માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું એજ ઉત્તમ માર્ગ છે.

જ્યારે પરમાત્મતત્વ જણાય છે, ત્યારે હૃદયની ગાંઠ ભેદાય છે, સર્વ સંશયો છેદાય છે અને સર્વ કર્મ ક્ષય પામે છે. માટે પરમતત્વને જાણવું જરૂરનું છે. પરન્તુ તે આત્મજ્ઞાનને પ્રાપ્ત કરવા અર્થે મનુષ્ય આખી જીંદગી સુધી ઉદ્યમ કરે છે તો પણ તે જ્ઞાનના અનંતમાં ભાગનું પણ યથાર્થ જ્ઞાન મેળવી શકતો નથી; તેનુ કારણ શું ? તેનું કારણ માત્ર એજ છે કે—જેમ વૃક્ષનાં પાંદડાંનું જ્ઞાન મેળવવાનો અભ્યાસ કરતા મન શ્રમિત થાય છે, અને પ્રયાસ અટકી પડે છે. પણ જો તે વૃક્ષનાં મૂળનું જ્ઞાન મેળવે તો બહુજ અલ્પ સમયમાં તે વૃક્ષનું યથાર્થ જ્ઞાન થઇ શકે, તથા મૃત્તિકાનું જ્ઞાન મેળવવાને બદલે મૃત્તિકાના બનેલાં જુદાં જુદાં પાત્રોનો તે અભ્યાસ કરે છે, તથા સુવર્ણનું જ્ઞાન પ્રાપ્ત કરવાને બદલે સુવર્ણના બનાવેલાં જુદાં જુદાં અલંકારોનો તે અભ્યાસ કરે છે; પણ આ વસ્તુનો સમૂહ એટલો બધો છે કે તે અંતે થાકી જાય છે; તેમ બાહ્યસાધન વડે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા જાય છે જેથી થાકી જવાય છે; પણ તે આત્મજ્ઞાન પ્રાપ્ત અર્થે બાહ્ય સાધનની જરા પણ જરૂર નથી, તથા તે જ્ઞાન મેળવવાને

આપણે દૂર જવું પડતું નથી; તેમાં પુસ્તકોની આવશ્યકતા નથી. તે સારૂ મુસાફરી કરવી પડતી નથી, તેમાં ઇન્દ્રિયોની જરૂર જણાતી નથી, પણ તેમાં અંતર્મુખ વળવું પડે છે. ત્યાં જ્ઞાન સૂર્ય પોતાના તેજસ્વી સ્વરૂપમાં પ્રકાશે છે, અને તે આત્માના પ્રકાશથી સર્વ વસ્તુઓ સ્વયંમેવ જણાઈ આવે છે. ઉપર જણાવ્યા પ્રમાણે આત્મામાં સર્વ વસ્તુઓનું તેઓના ગુણ પર્યાય સહિત પ્રતિબિંબ પડે છે, અને આત્મ રૂપ સૂર્યનું સંપૂર્ણ પ્રતિબિંબ શાંત કલ્લોલ રહિત અને સ્વચ્છ મન સરોવર પર પડે છે. માટે આ ઉપરથી સિદ્ધ થાય છે કે આત્મજ્ઞાન મેળવવાને જરૂરની બાબત મનની શાંતતા, પવિત્રતા અને મનઃ સંયમ છે. આને વાસ્તે શું કરવું તેની આપણે શોધ કરવા જવું પડે તેમ નથી. કારણ કે જે જ્ઞાનીઓને આત્મદર્શન થયેલું હતું તેવા પરોપકારી પુરૂષો જનસમુદાયના હિતાર્થે માર્ગ દર્શાવી ગયા છે, તે માર્ગનું પ્રથમ પગથીયું "**વિવેક**" છે. સત્ય અને અસત્ય અથવા નિત્ય અને અનિત્ય, અથવા સ્વદ્રવ્ય જે આત્મા અને જડ (અજીવ) પદાર્થ વચ્ચેનો ભેદ પાડવો તે વિવેક છે. તે ભેદ-વિવેકને સિદ્ધાંતમાં સમ્યકત્વનું નામ આપેલ છે—અર્થાત્ વસ્તુનું યથાર્થ સ્વપ જાણવું તે સમ્યક્ત્વ છે. જ્યારે મનના દ્વાર ખુલ્લાં થઇ જાય છે, ત્યારે નિત્ય અનિત્ય તત્વ વચ્ચેનો ભેદ સ્વયંમેવ સમજાઈ જાય છે. તે સમજનાર અંતે અવ્યાબાધ સુખ સંપાદન કરે છે, માટે આત્મજ્ઞાની પુરૂષ અધ્યાત્મ રસમાંજ રમી અનિત્ય પદાર્થને શોધી અળગા કરે છે. આ વિષય આધ્યાત્મિક હોવાથી "સ્વદ્રવ્ય શોધક" આત્માએ આ પ્રસંગે અધ્યાત્મની ભૂમિકાનું કંઇક દિગ્દર્શન કરવું ઠીક ગણાશે.

## અધ્યાત્મ.

સંસારની ગહન ગતિ છે. જગત્માં સુખીજનોનાં કરતાં દુઃખી જીવોનુ ક્ષેત્ર મ્હોટું છે. આધિ–વ્યાધિ–ઉપાધિ, શોક–સંતાપથી લોક પરીપૂર્ણ છે. સુખનાં સાધનો હજાર પ્રકારનાં રહે તે પણ દુઃખની સત્તા સંસારીક વાસનાથી જૂદી પડી શકતી નથી. આરોગ્ય, લક્ષ્મી, સુવનીતા અને સત્પુત્ર વગેરે મળવા છતાં પણ દુઃખનો સંયોગ ખસી શકતો નથી. આ ઉપરથી સમજી શકાય છે કે, દુઃખથી સુખને જૂદુ પાડવું–કેવલ સુખ ભોગી થવું, એ ક્યાં સુધી દુઃસાધ્ય છે.

સુખ–દુઃખનો તમામ આધાર મનોવૃત્તિઓ ઉપર છે. મહાન્ મુનિ–ઋષિ–ચક્રવર્તિ, અને ધનાઢ્ય મનુષ્ય પણ લોભના ચક્કરમાં ફસાવાથી ભારે દુઃખ સહ્યા કરે છે, જ્યારે નિર્ધન મનુષ્ય પણ, સંતોષવૃત્તિના પ્રભાવે મન ઉપર ઉદ્વેગ નહિ રાખતો હોવાથી સુખી રહે છે.

એકજ વસ્તુ એકને સુખકારી હોય છે, જ્યારે બીજાને તે દુઃખ ઉપજાવનાર થાય છે. જે પદાર્થ એક વખત જેને રોચક લાગ્યો હોય છે, તેજ પદાર્થ બીજી વખતે તેનેજ અરોચક થઈ પડે છે. આથી સમજી શકાય છે કે બાહ્ય પદાર્થો સુખ–દુઃખના સાધક નથી, કિન્તુ એ બધુ મનોવૃત્તિઓના વિચિત્ર પ્રવાહ ઉપર આધાર રાખે છે.

રાગ–દ્વેષ અને મોહ એ મનની વૃત્તિઓનાં પરિણામો છે. એ ત્રણે ઉપર આખું સંસાર–ચક્ર ફરે છે. એ ત્રિદોષને દૂર કરવા અધ્યાત્મ શાસ્ત્ર સિવાય અન્ય કોઇ વૈદ્યક ગ્રંથ નથી; પરંતુ એ વાતનો પોતાની જાતને અનુભવ થવો કે “ હું એક પ્રકારનો રોગી છું ” એ બહુ કઠિન છે.

જ્યાં સંસારનાં સુખ–તરંગો મન ઉપર અફળાતા હોય, વિષયરૂપ વિજળીના ચમકારા હૃદયને આંજી નાંખતાં હોય, અને તૃષ્ણા રૂપ પાણીના ધોધમાં આત્મા બેભાન બની રહ્યો હોય, ત્યાં પોતાનો ગુપ્તરોગ સમજવો, એ બનવું ભારે કઠિન છે. આવી સ્થિતિના અનભિજ્ઞ જીવો એકદમ અધઃસ્થિત છે. તે સ્થિતીથી આગળ વધેલા જીવો, જે પોતાને ત્રિદોષાક્રાન્ત સમજે છે, જે પોતાને ત્રિદોષજન્ય ઉગ્ર તાપમાં સપડાયલા માને છે અને તે રોગના પ્રતીકારની શોધમાં ઉત્સુક છે તેવાઓને માટે આધ્યાત્મિક ઉપદેશ ઉપયોગી છે.

અનન્ત જ્ઞાન સ્વરૂપ સચ્ચિદાનન્દમય આત્મા કર્મના સંસર્ગથી શરીરરૂપ અંધારી કોટડીમાં સપડાયો છે, કર્મના સંસર્ગનું મૂળ અજ્ઞાનતા છે. સકલ શાસ્ત્રો અને સકલ વિદ્યાઓ જાણવા છતાં પણ યદિ આત્માના સ્વરૂપનું જ્ઞાન ન થયું હોય, તો સમજવું જોઈએ કે તે અજ્ઞાન દશા છે. આત્મ સ્વરૂપના જ્ઞાન વગરના મનુષ્યનું ગમે તેવા ઉંચા પ્રકારનું જ્ઞાન પણ પરમાર્થ દ્રષ્ટિએ નિરર્થક છે.

આત્માની અજ્ઞાનતાથી થતું દુઃખ આત્મજ્ઞાનથીજ ક્ષય કરી શકાય છે, કેમકે પ્રકાશ અને અંધકારની જેમ જ્ઞાન અને અજ્ઞાનનો વિરોધ છે, અને અંધકારને હણવા જેમ પ્રકાશ જરૂરનો છે, તેમ અજ્ઞાનને હણવા જ્ઞાન જરૂરનું છે. જ્યાંસુધી આત્મા કષાયો, ઇન્દ્રિયો અને મનને વશીભૂત છે, ત્યાં સુધી તે આત્મા જ પોતે સંસાર છે. અને જ્યારે ક્રોધાદિ કષાયોના ક્ષયદ્વારા ઈંદ્રિયો અને મનને જીતી નિર્મોહદશામાં પ્રાપ્ત થઇ પૂર્ણ વિકાસમાં આવે છે, ત્યારે તે જ આત્મા મોક્ષ કહેવાય છે. માટે અધ્યાત્મ દશા પ્રાપ્ત કરવાની જરૂર છે.

**પ્રશ્ન**—અધ્યાત્મના ભેદ કેટલા, અને તેનું સ્વરૂપ શું ?

**ઉત્તર**—અધ્યાત્મના બે ભેદ છે. ૧ દ્રવ્ય અધ્યાત્મ અને ૨ ભાવ અધ્યાત્મ. તેમાં દ્રવ્ય અધ્યાત્મ જે છે તે વડે કરી ભાવ અધ્યાત્મ પ્રગટે. સદ્‌ગુરૂ જે અધ્યાત્મ સ્વરૂપના જાણ છે, તેમની સેવા–ભક્તિ વિનયાદિ કરવાથી ગુરૂદેવ કૃપા કરી અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કરાવી, અધ્યાત્મ સ્વરૂપની ગુરૂગમ્યતાથી ઓળખાણ કરાવી, ધ્યાનધારાએ ચડાવે જેથી આત્મ સ્વરૂપને અનુભવે એ દ્રવ્ય અધ્યાત્મ, અને તે ભાવ અધ્યાત્મ, પ્રગટ કરવાનું કારણ છે. એવા આત્માને કોણ ઓળખે ? જેઓને આત્મજ્ઞાન પ્રગટયું હોય, તેજ ઓળખી શકે છે. તે ભાવ અધ્યાત્મ જે છે તેજ મોક્ષનું કારણ છે. જ્ઞાનાદિ શુદ્ધ ઉપયોગને અનુયાયી સન્મુખ પ્રવર્ત્તિ–તેજ ભાવ અધ્યાત્મ ભગવંતે કહેલ છે.

" અધ્યાત્મ " શબ્દ " અધિ " અને " આત્મા " એ બે શબ્દોના સમાસથી બનેલો છે. આત્માના શુદ્ધ સ્વરૂપને લક્ષ્ય બાંધી તદનુસાર વર્તન કરવું, એ અધ્યાત્મ શબ્દોનો અર્થ છે. સંસારના મુખ્ય બે તત્ત્વો જડ અને ચેતન, સ્વદ્રવ્ય અને પરદ્રવ્ય–જે એક બીજાના સ્વરૂપ જાણ્યા સિવાય જાણી શકાતા નથી. આ અધ્યાત્મના વિષયમાં પૂર્ણ રીતે ભાગ ભજવે છે.

" અધ્યાત્મ " કહો કે " યોગ કહો, એકજ વાત છે. " યોગ " શબ્દ " જોડવું " એ અર્થવાળા "યુજ્" ધાતુથી બનેલો છે. મુક્તિની સાથે જોડી આપનાર સાધનને " યોગ " કહેવામાં આવે છે.

ધ્યાનની ઉચ્ચ અવસ્થાને " સમાધિ " નામ આપ્યું છે. એ રસ્તે કર્મસમૂહનો ક્ષય થવાથી કેવલજ્ઞાન પ્રગટ થાય છે. કેવલજ્ઞાનવાળો આત્મા શરીરધારી છે, ત્યા સુધી જીવનમુક્ત કહેવાય છે, અને શરીરનો સંબન્ધ છૂટયેથી સિદ્ધ–પરબ્રહ્મ સ્વરૂપી થાય છે.

મુક્તિના વિષયની સાથે સીધી રીતે સંબંધ ધરાવનાર દુનિયામાં એક માત્ર અધ્યાત્મ શાસ્ત્ર છે. મુક્તિનાં સાધનો સંપાદન કરવાનો રસ્તો બતાવવો અને વચમાં આવતી નડતરો તરફ સાવચેતી આપવી, એજ અધ્યાત્મશાસ્ત્રનો પ્રતિપાદ્ય વિષય છે. પૂર્વના બંધાયલાં કર્મો ક્ષીણ કરવાં અને નવાં આવતાં કર્મોને અટકાવવાં, એ બેજ માત્ર મોક્ષના ઉપાયો છે. એમાં પહેલા ઉપાયને " નિર્જરા " અને બીજા ઉપાયને " સંવર " નામ આપેલું પાછળ જોઈ ગયા છીએ. આ બંને ઉપાયને સિદ્ધ કરવા–શુદ્ધ વિચારણા, હૃદયની દૃઢ ભાવના, આધ્યાત્મિક તત્ત્વોનું પુનઃ પુનઃ પરિશીલન અને ખરાબ સંયોગથી દૂર રહેવું–એ જ અધ્યાત્મશાસ્ત્રના ઉપદેશનું રહસ્ય છે.

આત્મામાં અનન્ત શક્તિઓ છે. અધ્યાત્મના માર્ગે તે શક્તિઓને ખીલવી શકાય છે. આવરણો દૂર થવાથી આત્માની જે શક્તિઓ પ્રકાશમાં આવે છે, તે વર્ણનમાં મૂકી શકાય તેમ નથી. આત્માની શક્તિઓ સ્હામે વિજ્ઞાનના ચમત્કારો કાંઇ હિસાબમાં નથી. જડવાદ વિનાશી છે;

જ્યારે આત્મવાદ તેથી ઉલટો છે. જડવાદથી મળેલી ઉન્નતિ અને જડ પદાર્થોના આવિષ્કારો એ બધું વિશ્વર છે; પરન્તુ આત્મ સ્વરૂપનો પ્રકાશ અને તેથી થતો મહાન્ અપૂર્વ આનંદ, એ જેમ ને તેમ બરાબર સદા સ્થાયી રહે છે. આ ઉપરથી અધ્યાત્મનાં તત્વો કેટલાં કિંમતી છે? કેવાં સર્વોત્કૃષ્ટ છે? એ બુદ્ધિમાનથી સહજ સમજી શકાય તેમ છે. તેવી સર્વોત્કૃષ્ટ દશા પ્રાપ્ત થાય કેવી રીતે? સમભાવ દશા પ્રાપ્ત થાય ત્યારે.

**પ્રશ્ન–સમભાવ દશાનું સ્વરૂપ શું?**

**ઉત્તર—શ્લોક**

**विकल्पविषयोतीर्णः, स्वभावालंबनः सदा;**
**ज्ञानस्यपरिपाकोयः, शमःसपरिकीर्तितः ॥१॥**

**ભાવાર્થ**—સર્વ પ્રકારના સંકલ્પ–વિકલ્પ જેથી શમી જાય અને આત્માના સહજ ભાવનું આલંબન સદા સેવાય એવો જે આત્મ જ્ઞાનનો પરિપાક તેને શાસ્ત્રકાર "શમ" ના નામથી ઓળખે છે. એટલે જે તત્ત્વ જ્ઞાનની પરિપકવતાં તેજ "શમ" શાન્તિ રૂપ છે.

અજ્ઞાન અને અવિવેક યોગે, અથવા રાગ–દ્વેષાદિક કષાય યોગે ઉત્પન્ન થતાં અનેક અશુભ સંકલ્પ–વિકલ્પો તેમજ તેવા સંકલ્પ વિકલ્પોથી ઉત્પન્ન થતાં વિવિધ પ્રકારનાં દુઃખો, તત્ત્વ જ્ઞાનની પ્રબળતાથી સ્વતઃ ઉપશમી જાય છે, અને આત્માના સહજ સ્વભાવમાં રમણ કરવા રૂપ શુદ્ધ ચારિત્રનો અપૂર્વ લાભ મળે છે; આથીજ તત્ત્વ જ્ઞાનના પરિપાકને શાસ્ત્રકાર "શમ" રૂપ કહે છે, અને ઉપલક્ષણથી "શમ"–શાન્તિને પ્રગટ કરતા તત્ત્વ જ્ઞાનનો

પરિચય કરવા ખાસ ઉપદેશ કરે છે. તત્ત્વ જ્ઞાનના અભ્યાસ વિના કદાપિ કાલે જીવના દુઃખનો અંત આવતો જ નથી, તે નિઃસંદેહ છે.

**श्लोक :**

**ज्ञान ध्यान तपः सील, सम्यकत्व सहितोप्पहो;**
**तंनान्योति गुणं साधु, यंमाप्नोती शमान्वितः ॥२॥**

**ભાવાર્થ**—અહો આશ્ચર્યની વાત છે કે–જ્ઞાન, ધ્યાન, તપ, શીલ અને વ્યવહાર સમ્યક્ત્વ ગુણ સહિત છતાં, સાધુ તેવો આત્મ લાભ નથી પામતા કે જેવો આત્મ લાભ "શમ" યુક્ત સાધુ પામી શકે છે.

"સમભાવ" પ્રાપ્ત થાય ક્યારે? જ્યાં સુધી રાગ–દ્વેષનું જોર છે ત્યાં સુધી સમભાવ દશા પ્રાપ્ત થતી નથી, અને સંસારનો પણ અંત આવવાનો નથી; પરન્તુ રાગ દ્વેષ ટળ્યા કે તરતજ સમભાવ દશા પ્રાપ્ત થશે. અને સમભાવ દશા પ્રાપ્ત થઈ કે તરતજ પરમ પદની પ્રાપ્તિ રૂપ મોક્ષ સહજ છે. તેટલા માટે હે ભવ્યાત્મા! કલ્પીત અમૃતમાં ન મુંઝાતા, ખરૂં સુખ સંપાદન કરવા, સમતા રૂપ અમૃતનુંજ સેવન કરજે.

સમતા રૂપ અમૃત મેળવાય શાથી? મન રૂપી મેરૂનો રવૈયો કરી, યોગ–ધ્યાનના ગ્રંથ રૂપી સમુદ્રને મથી, સમતા રૂપ અમૃત મેળવી આત્માનુભવ રસનું પાન કર, અને જેણે સમતા રૂપ અમૃતનું પાન કરી સ્વભાવ રમણ વડે આત્માનુભવ કર્યો, તેવા ઉદાસીન પુરૂષને રાગ–દ્વેષાદિક વિકાર શું કરે? અર્થાત્ કંઇ કરી શકે જ નહિ. માટે સમભાવી બની સમતા રૂપ અમૃતનું સેવન કરીશ તો યોગ ધ્યાન દશા પ્રાપ્ત કરી શકીશ. ધ્યાન પ્રાપ્ત કરી શકાય ક્યારે?

## ધ્યાન.

આત્મશમ અવસ્થાન ઉપયોગ રૂપ "ધ્યાન" દશા પ્રાપ્ત કેવી રીતે થાય? મોહવશે જીવ, પરભાવ અનુયાયિ પ્રવૃત્તિ કરે છે, અને મિથ્યાસુખની તૃષ્ણાએ ભૂલ્યો થકો સંસાર પરિભ્રમણ કરે છે. જ્યારે મોહ સ્થિતિ ઘટે, ત્યારે વિષય થકી વિરક્ત બને છે, ત્યારે મનનો રોધ થાય—કારણ કે કારણ વિના કાર્ય બનતું નથી. કેમકે "મન"ને ભમવાનું કોઇ પણ કારણ ન હોવાથી સંકલ્પ-વિકલ્પ કરે જ શાના? જેમ તૃણ વિનાની ભૂમિમાં—એટલે ઉખર ભૂમિમાં પડેલો અગ્નિ કોને બાળે? અર્થાત્ પોતાની મેળેજ શમી બુઝાઈ જાય છે; તેમ વિષયવાંછા ટળવાથી મન પોતાની મેળે જ રૂંધાય, અને જેવારે "મન" રૂંધાય છે તેવારે મનની ચંચળતા પણ મટે છે, અને જ્યારે મનની એકાગ્રતા થાય છે ત્યારે મન આત્માને વિષેજ પ્રવર્તે છે. જ્યારે આત્મ ઉપયોગે મન પ્રવર્ત્યું ત્યારે જ ઉત્મોત્તમ ધ્યાન દશા પ્રાપ્ત થઈ સમજજો.

વિશેષ "ખરા સુખની કુંચી" ના કર્ત્તા મણિલાલ નભુભાઇ "ધ્યાન"ના વિષયમાં સ્પષ્ટીકરણ કરે છે કે—ધ્યાનનો માર્ગ અતિ વિકટ છે. ટેકા વિના ઉભા સિધા વૃક્ષ વગરના પર્વતપર ચ્હડવું જેટલું મુશ્કેલ છે, તેના કરતાં અત્યંત દુષ્કર ધ્યાનનો માર્ગ છે; છતાં તેજ કૃપાળુ ગુરૂદેવે જણાવ્યું હતું કે તે માર્ગે ભૂતકાળમાં અનેક પુરૂષો ચાલેલા છે, અને હાલ પણ ચાલે છે, માટે તે તેમના વચનમાં શ્રદ્ધા રાખવાથી આત્મશક્તિમાં વિશેષ વિશ્વાસ આવે છે, અને તે દુષ્કર માર્ગ તરફ પ્રયાણ કરવાની અભિરૂચિ જાગૃત થાય છે. જો કે જેઓનું શરીરબળ તથા આત્મબળ ઉચ્ચ પ્રકારનું હશે, તેઓ ગમે તેવા ભારે સંકટો તેમના માર્ગમાં આવે, છતાં તે સંકટો ઉપર

વિજય મેળવી ઉત્તરોત્તર અધિક વિકટ ધ્યાન માર્ગ પર ચાલી શકશે. સંકટોના સામા થવાથી, સંકટો પર જય મેળવવાથી, તેમનું આત્મબળ ધ્યાનમાં વધતું જશે અને વિશેષ ઉત્સાહથી તેઓ આગળ વધશે; અને અન્તે સાધ્ય વસ્તુ સિદ્ધ કરી શકશે.

તે ધ્યાનના માર્ગનું પ્રથમ પગથિયું પ્રત્યાહાર અથવા ઇન્દ્રિયનિગ્રહ છે. ઈન્દ્રિયો સ્વેચ્છાનુસાર બાહ્ય વિષયો ભણી દોડતી હોય, તેમને અંતર્મુખ વાળવી, અને મનને સ્વાધીન કરવી તેનું નામ પ્રત્યાહાર છે. બીજા શબ્દોમાં કહીએ તો મનની આજ્ઞા પ્રમાણે ઇન્દ્રિયો વર્તે તેવું વર્તન રાખવું એ ધ્યાનનું પ્રથમ પગલું છે.

મન વિરૂદ્ધ ઇન્દ્રિયો ઘણીવાર પોતાનું બળ દાખવે છે. માણસના જ્ઞાનને ઈન્દ્રિયો ક્ષણવાર ભુલાવી દે છે; અને પોતાના વિષયની તૃપ્તિ અર્થે મનને સાધન તરીકે વાપરે છે. મન સ્વામી થવાને બદલે ગુલામ બને છે. આ ખરેખર મનની શક્તિનું અજ્ઞાન જ સૂચવે છે. કઠોપનિષદ્‌માં કહ્યું છે કે,–"શરીર રથ છે, મન સારથી છે, અને આત્મા રથમાં બેસનાર રથનો સ્વામી છે. ઇન્દ્રિયો ઘોડા છે, અને ઇન્દ્રિયોના વિષયોરૂપી રસ્તાઓ છે.

ઇન્દ્રિયોરૂપી ઘોડાઓ પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તે માર્ગે ચાલ્યા જાય, તેમ ન થવા દેતાં મનરૂપી સારથીએ તે ઘોડાને પોતાને સ્વાધીન કરી લેવા. પોતે જે પ્રમાણે ઇન્દ્રિયોને ચલાવે, તે પ્રમાણે ચાલવાની તેમને ટેવ પાડવી; આમ થવાથી ઈન્દ્રિયો બ્હેકી જશે નહિ, પણ મનરૂપ શેઠને તાબે થશે; અને તેથી ચિત્તવૃત્તિની સ્થિરતા કરવાનું કામ અત્યંત સુગમ થશે. માટે ધ્યાનાભ્યાસીઓએ ઇન્દ્રિયોને અંતર્મુખ વાળવા સતત ઉદ્યમ કરવો જોઇએ.

ઇન્દ્રિયો મનને વશ કેવી રીતે થાય, તેના સંબંધમાં એક અનુભવથી જાણેલી વાત અત્રે નિવેદન કરવામાં આવે છે. તે પર લક્ષ રાખી તે પ્રમાણે વર્તવાને જે મનુષ્ય દોરાશે, તે ઘણા અલ્પ સમયમાં ઇન્દ્રિયો પાસે મનનું સ્વામીપણું કબુલ કરાવી, મનની આજ્ઞાનુસાર ઇન્દ્રિયોને વર્તાવી શકશે. તે અનુભવ માર્ગ આ પ્રમાણે છે:–

" ઇન્દ્રિયની ઇચ્છા વિરૂદ્ધ કોઈ પણ એક કામ કરવાને મન સાથે દઢ નિશ્ચય કરો, અને જ્યારે અમુક ઇન્દ્રિય પ્રબળ આવેગમાં હોય, પોતાના વિષયની તૃપ્તિને સારૂ તત્પર થઈ રહી હોય, તે મેળવવાને અત્યંત ઉત્સુક હોય, ઇન્દ્રિયનો વિષય સન્મુખ હોય, તે મેળવવામાં કોઈપણ પ્રતિકૂળ કારણ ન હોય, અને તમે તે ગ્રહણ કરવાને તમારો હાથ લંબાવવાની છેલ્લી પળમાં હો, તેવો સમય પસંદ કરો. તે સમયે તે ઇન્દ્રિયને તૃપ્તિ આપવાનું કામ બંધ રાખો, અને તે ઇન્દ્રિયને જણાવો કે "હું તારા કરતાં વધારે સામર્થ્ય અને સત્તાવાળો છું, તને તારી વાસના પૂર્ણ કરવા દઇશ નહિં. " આ પ્રમાણે જુદે જુદે પ્રસંગે જુદી જુદી ઇન્દ્રિયોના વિષયોના સંબંધમાં મહાવરો પાડતા જાઓ, અને પછી શરીર તેમજ ઇન્દ્રિયો તમારી ઉન્નતિમાં વિઘ્નરૂપ થશે નહિ. જ્યાં સુધી તમને એમ ન લાગે કે શરીર અને ઇન્દ્રિયો તમારાં ગુલામ છે, નોકર છે, તમારી ઇચ્છા પ્રમાણે ચાલનારા કિંકર છે, ત્યાં સુધી ઉપર દર્શાવેલી રીતને અનુભવમાં મુકો, અને જે કાર્યને મન ધિક્કારે છે, તે કાર્ય તમારી પાસે શરીર કરાવે ત્યારે તમે શરમાઓ, અને મનની ઇચ્છા વિરૂદ્ધ ઇન્દ્રિયોથી ઘસડાઈ જવું તે પોતાની માણસાઈ (મનુષ્યત્વ) ખોવા બરાબર છે, એમ હૃદયમાં ધારો. જો આપણે આપણી પાશવવૃત્તિઓને

આપણા સ્વાધીન ન કરી શકીએ, તો પશુઓમાં અને આપણામાં રતિભાર ભેદ નથી. આપણે મનુષ્ય રૂપમાં પશુ સમાન જ ગણાવાને લાયક છીએ, માટે પોતાનું મનુષ્યત્વ સિદ્ધ કરવાને ઈન્દ્રિયો અને શરીરને પ્રથમ વશ કરવાં.

જ્યારે મનુષ્ય ઉપર જણાવ્યા પ્રમાણે શરીર અને ઇન્દ્રિયોને પોતાને સ્વાધીન કરી શકે છે; ત્યારે ખરા ધ્યાન માર્ગનો આરંભ થાય છે. ધ્યાન માર્ગનું પ્રથમ પગથીયું ઇન્દ્રિયનિગ્રહ છે, અને તેનું બીજું પણ વાસ્તવિક રીતે પ્હેલું પગથીયું મનોનિગ્રહ છે. તે મનોનિગ્રહ મનની એકાગ્રતા અથવા એક ચિત્તતા દ્વારા પ્રાપ્ત થાય છે. જો કે ઇન્દ્રિયોને મન વશ રાખી શકે છે, છતાં તે મનને વશ રાખવું તે કામ અતિ વિકટ તેમ જ દુષ્કર છે. મન માંકડું છે, પતાકાના પટ જેવું, કુંજરના કાન જેવું અને શરદઋતુના વાદળ જેવું તે અસ્થિર અને ચંચળ છે. ક્ષણમાં એક વિષયમાં અને બીજી ક્ષણે બીજા વિષયમાં તે ભમતું માલુમ પડે છે. તેને વશ રાખવું એ કામ સહેલું અને સરલ નથી. તેને વાસ્તે એકાગ્રતા એ ઉત્તમોત્તમ સાધન છે. શ્વેત કાગળ ઉપર કાળી સહિનું ગોળ ટપકું કરી, તેના ઉપર આંખને એટલી બધી સ્થિર કરવી કે આંખની શક્તિ કમી થાય, મગજ ભમે, અને ભાન પણ ન રહે, તે એકાગ્રતાનો અર્થ નથી; પણ મનુષ્યે મન ઉપર એવો સંયમ આણવો કે પોતે ધારે તે કામ મન પાસે તે કરાવી શકે, અને તે પણ ધારે તેટલા લાંબા સમય સુધી મનની સ્થિરતા જાળવી શકે. ઇન્દ્રિયનિગ્રહ દમ કરતાં મનોનિગ્રહ શમ વધારે દુષ્કર કાર્ય છે, છતાં તે થઇ શકે તેમ છે. કારણ કે જેમની ઇચ્છાશક્તિ વધારે પ્રબળ અને અચળ હતી, તેવા ઘણા પુરૂષો મનને

વશ કરવા ભૂતકાળમાં સમર્થ નીવડયા હતા, અને હાલ પણ મનને વશ કરનારા વિરલા પુરૂષો જગતમાં જડી આવે છે.

આપણું મન કેવું અસ્થિર અને આપણા મનોનિગ્રહની બ્હાર છે, તેનો આપણામાંના ઘણાખરાને ખ્યાલ પણ નહિ હોય. જ્યારે તમે રસ્તામાં ચાલતા હો, અથવા ગાડીમાં બેસી ફરવા જતા હો, તે વખતે તમારી વિચારશ્રેણી એકાએક બંધ કરો, અને તમે શો વિચાર કરતા હતા અને શા સારૂ વિચાર કરતા હતા, તેની તપાસ કરો. તમારા છેલ્લા વિચારની પાછળ પાછળ ચાલ્યા જાઓ, તો છેલ્લી પાંચ મીનીટમાં તમારા મગજમાં કેટલા બધા વિચારો ઘુસવા પામ્યા હતા, તેનો તમને કાંઇક ખ્યાલ આવી શકશે. તમને વિચાર કરતા જણાશે કે આ વિચારો ખરેખર તમારા પોતાના નહતા, પણ બીજા લોકોએ ત્યાગ કરેલા વિચારોની આકૃતિઓ હતી, જે તમારા અનિયંત્રિત મનમાં ઘુસી ગઇ હતી.

જો કોઈ પણ ઉચ્ચ શક્તિ જાગૃત કરવા આપણે માગતા હોઇએ તો, આપણા મનને આપણા સંપૂર્ણ સંયમ તળે લાવવાની પ્રથમ જરૂર છે. તેની મરજી પ્રમાણે મનને રમવા દેવાને બદલે તેને કાંઈ કામ કરવાને સોંપવું જોઇએ. જો મનને કોઇપણ કામમાં આપણે જોડતા નથી, અને તેની ઇચ્છા માફક વર્તવા દઇએ છીએ તો, બીજાના અનિષ્ટ વિચારો, જેને આપણે મનમાં પ્રવેશ પામવા દેવા ઇચ્છતા નથી, તે મનમાં ઘુસવા પામે છે. ખરા ધ્યાન માર્ગમાં આપણે પ્રવેશ કરી શકીએ તે પહેલાં આ મનને આપણું નોકર બનાવવું જોઇએ. કારણ કે ઉચ્ચ ભૂમિકાઓમાં ચૈતન્યને કામ કરવાને "મન" એ પ્રબળ સાધન છે.

એવું દુઃક્કરમાં દુક્કર મન જે છે, તેને વશ્ય કરનાર આત્મા, ધ્યાન ધારાએ ચડી મોહનીય કર્મને મારી હઠાવે

છે, જે મોહનીય કર્મને હઠાવે તે શુદ્ધ ચારિત્રના ગુણમાંજ રમે છે. એટલા માટે શ્રી ભગવતીજી સૂત્રમાં ચારિત્રને આત્મા કહીનેજ બોલાવેલ છે. તે હેતુએ ચારિત્ર આત્મ પરિણામ રૂપજ કહીએ, પણ બાહ્ય ક્રિયા રૂપ સમજવું નહિ. જ્યારે આત્મપણે પરિણમે, ત્યારે શુદ્ધાત્મોપયોગ અવસ્થાન રૂપ નિર્મળ ધ્યાન દશાની પરમ શીતળ, શાન્ત સુગંધીની અનુભવ લહેરીયોનું આત્મા આસ્વાદન કરે. તે સુખ પૌદ્‌ગલિક સુખના ભિખારીઓ શું જાણે? વિમળજશે કહ્યું છે કે:-

**સઘળું પરવશ તે દુઃખ લક્ષણ**
**નિજ વશ તે સુખ લહીએ;**
**એ દૃષ્ટે આતમ ગુણ પ્રગટે,**
**કહો સુખ તે કોણ કહીએરે ભવિકા,**
**વીર વચન ચિત્ત ધરીએ. એ ટેક ૧**
**નાગર સુખ પામર નવી જાણે,**
**વલ્લભ સુખ ન કુમારી;**
**અનુભવવિણ તેમ ધ્યાન તણું સુખ,**
**કોણ જાણે નર નારી. ભવિકા૦ ૨**
**વિષય ભોગ ક્ષય શાન્ત વાહિતા,**
**શિવ મારગ ધ્રુવનામ;**
**કહે અસંગ ક્રિયા ઈહાં યોગી,**
**વિમળ શુજશ પારણામરે. ભવિકા૦ ૩**

તેવો આત્મજ્ઞાની—ધ્યાની—યોગી—મુનિ જે છે તે, સ્વદ્રવ્ય જે આત્મા, તેનું સ્વરૂપ સમજી, તે આત્માને અનાદિકાળથી રખડાવનાર જે પરદ્રવ્ય—જડ—પુદ્‌ગલ—કર્મ, તેને જૂદા પાડવા અર્થે જેમ સોનાની અંદર રહેલ ઉપધાતુ, તેને સોની તાપમાં મૂકવાદિ અનેક ક્રિયાઓ કરી, ઉપધાતુને જૂદા પાડી સોનાને કુંદન બનાવે છે, તેમ ચૈતન્યને કર્મથી

જૂદો પાડી પરમાત્મપદ પ્રાપ્તિ અર્થે, અઝઝપ્પ ધ્યાનમાં પ્રવૃત્તિ, યોગનું રૂંધન કરવા "ધ્યેય" સ્વરૂપમાં તદાકાર બની જાય છે.

## ધ્યેય શું ?

**શ્રીમદ્** દેવચંદ્રજી ભાગ બીજો, વિભાગ ૧ લો, પૃષ્ટ ૯૮૬ માં સાધુની પંચ ભાવનામાં કહ્યું છે કે–ધ્યેય શું ? તેના જવાબમાં કહ્યું છે કે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પંચ પરમેષ્ટી પૂજ્ય છે, અને તેઓને પૂજવાથી જીવ, દેવાદિકની શુભગતિ પામે; કેમકે તે પ્રશસ્ત રાગ છે અને તે રાગ પુણ્યાશ્રવરૂપ છે. અને પોતાના પરમદેવની ભક્તિ પર્યુપાસના કરવી તે તો રાગ રહિત શુદ્ધાત્મભાવ છે, અને શુદ્ધાત્મ ભાવ સેવતો પુરૂષ નિર્વાણપદ પામે. અરિહંત અને આચાર્યાદિ જે છે તે તત્વ ઉપદેશના દાતાર છે, પણ તે ઉપદેશને ગ્રહણ કરવાવાળો, અને સેવવાવાળો આત્મા પોતેજ પૂજ્ય છે. માટે આત્મશુદ્ધતા શિવાય જે અન્ય ધ્યેયનું ધ્યાવું તે શુભાશુભ બંધ પ્રકૃત્તિને વધારવાવાળું છે, અને સહજ શુદ્ધાત્મ સ્વરૂપનું ધ્યાવું, તે શુભાશુભ બંધવિના નિર્વાણપદ પ્રાપ્ત કરનારૂં છે. માટે સકલ ધ્યેયમાં શુદ્ધાત્મભાવ, તે પરમધ્યેય છે. શુદ્ધ ધ્યાનને ધ્યાવાવાળો, પોતેજ આત્મા છે, અને ઉપયોગ શુદ્ધ જે છે, તેને ધ્યેયમાં સ્થિર કરવો, તે ઉપયોગ પોતે જ છે, અને શુદ્ધ ધ્યેય તે પોતાનુંજ શુદ્ધ સ્વરૂપ છે. એમ ધ્યાતા, ધ્યાન અને ધ્યેય વ્યવહારે ભેદ કલ્પાય છે, પરન્તુ નિશ્ચયનયે એ ત્રણે ભાવ આત્માથી અભેદપણેજ છે એટલે આત્માનાજ છે. માટે તે શુદ્ધાત્માને ધ્યેય સ્વરૂપે સમજી ધ્યાવે છે.

## તેવો ધ્યાની ચિંતવે શું ?

તેવો ધ્યાની મહાત્મા ! પોતાના આત્માને વિષે, જ્ઞાનાદિ અનન્ત ગુણુ રહ્યા છે, તે ગુણુની ચિંતવણાને રસે કરીને યુક્ત એટલે જ્ઞાનાદિકનો આત્મા રસીયો થાય, અને તેમાં બુદ્ધિ પ્રવર્તાવે, તેમાં બુદ્ધિ પ્રવર્તાવે ત્યારે ગુણુ થાય શું ? તે જીવ, પોતાના આત્માની સત્તા જે જ્ઞાનાદિક ગુણોને નિહાળે-દેખે એટલે આત્મ સ્વરૂપને અંત્તરંગ દ્રષ્ટિયે કરી જોઇ શુદ્ધ યથાર્થ સ્યાદ્‌વાદ પદનો જે રૂચિવંત થયો થકો જોઈ-સંભાળે. અંતરંગ દ્રષ્ટિ વડે કરીને પરભાવમાં, પોતાના આત્માની ચિત્તનિમિત્ત જે બુદ્ધિ જે છે, તે પ્રવર્તાવે નહિ-એટલે પરપરિણુતિમાં પ્રવર્તે નહિ અને તે જીવ, પોતાના સ્વભાવરૂપ ઘરમાં બુદ્ધિ પ્રવર્તાવે એટલે આત્મરૂપ સ્વક્ષેત્રમાંહીજ રમ્યા કરે-રત્નત્રયીને આરાધી અલૌકિક સુખ સંપાદન કરે છે.

## ત્રણુ રત્ન એકી ભાવે થતા લાભ શું ?

સમ્કૃદર્શન, સમ્યક્‌જ્ઞાન, સમ્યક્‌ચારિત્ર રૂપ જે ગુણુ એટલે દર્શન છે તે જીવને સામાન્ય ઉપયોગ જ્ઞાન ગુણુ છે એટલે દર્શન તથા જ્ઞાન, એ બંને વિષે સ્થિરતા રૂપ એકાગ્રતાપણે ઉપયોગ પ્રવર્તે, તેજ ચારિત્ર જાણુવો માટે એ ત્રણુ પરસ્પર એક એકના હેતુ કારણુ જાણુવા. પોતપોતાના એક સમયે હેતુ તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ રત્નત્રયી તે ઐકયતાપણે પ્રણુમી, તેમજ સ્વક્ષેત્ર-એટલે આત્માના અસંખ્યાતા પ્રદેશ રૂપ ક્ષેત્રને વિષે ભેદ ભાવ રહિત, અભેદપણે પરિણુમ્યા. એ ત્રણે ઐકયતાપણે પ્રણુમ્યા ત્યાં લાભ થાય શું ? ઘનઘાતીયા કર્મના સમૂહના દલિયાં, આત્મ પ્રદેશને વિષે લાવ્યા હતાં, તે છેદ્રી નાંખ્યા. તે વારે સંપૂર્ણુ પોતાની જાતિ જે જ્ઞાનાદિ ગુણુની સમાધિ-પ્રગટી, તે વડે

કરી ઘાતી કર્મને છેદ્યા જેથી ક્ષાયિક ભાવ પ્રગટશે-એટલે સત્તામાં રહેલો અનન્તો આત્મિક ધર્મ શક્તિપણે રહ્યો હતો, તે પ્રગટપણે ક્ષાયિક ભાવે પ્રગટયો. જેથી કરી અભેદ આત્મપણે લોકાલોકના ભાવને જાણુતા થકા વિચરવાનો મહત્ લાભ પ્રગટ થાય છે.

## રત્નત્રય રસ

સ્વદ્રવ્યશોધક ચૈતન્યરાયને, જ્યારે રત્નત્રયમાં રસ પ્રગટે, ત્યારે ગુણ નિપજે શું ? સમ્યક્જ્ઞાન, સમ્યક્દર્શન, સમ્યક્ચારિત્ર, એ રત્નત્રય આરાધવા અર્થે પ્રેમ પ્રગટયો, તે પ્રેમ પ્રગટયે, સ્વદ્રવ્ય અને પરદ્રવ્યનું પ્રથક્ પ્રથક્ જાણુપણું થયું, અને તે જાણુપણા વડે કરી આત્મ જ્ઞાન પ્રગટયું. આત્મ જ્ઞાનવડે કરી "જ્ઞાન" બે ભેદે જાણ્યું તે એક જે બાહ્યજ્ઞાન તે શાસ્ત્ર પઠન રૂપ તે દ્રવ્યજ્ઞાન, અને બીજુ જે ભાવજ્ઞાન તે આત્મિકજ્ઞાન, અને ક્રિયા બે પ્રકારે, તે એક યોગક્રિયા, તે શુભાશુભ બંધન કરનાર આશ્રવરૂપ, અને બીજી ઉપયોગ ક્રિયા, તે સ્વરૂપને વિષે રમણરૂપ ચારિત્રગુણને વિષે સ્થિરતાપણે ઠરત્તાએ વર્તે-આત્મવીર્ય એકત્વપણે પરિણમે, તે ક્રિયા મોક્ષની આપનારી, એવી જ્ઞાન-ક્રિયારૂપ ચક્રે કરી, કર્મ રૂપ ભાવ શત્રુને ચકચૂર કરે—અર્થાત્ સર્વ કષ્ટ ટાળે-એ ષટકારકરૂપ ચક્રે કરી, પોતાના સર્વ કાર્ય પ્રત્યે જીવ સાધે. ૧ કર્તા તે જીવ, ૨ કારણ તે સમ્યક્ત્વ, ૩ કાર્ય તે કરવો કેવલ જ્ઞાન રૂપ, ૪ અપાદાન તે કર્મક્ષય રૂપ, ૫ સંપ્રદાન તે ગુણ શ્રેણી વૃદ્ધિ રૂપ, અને ૬ અધિકરણ તે આભાર-ભૂત કેવળજ્ઞાન રૂપ. એવં છ કાર્યમાં સમાય. ૧ કર્તા-ચૈતન્ય, ૨ કારણ-જ્ઞાનાદિગુણ, ૩ કાર્ય-કેવલજ્ઞાનાદિ અનેક સંપ્રદાયે છતાં આત્મ સ્વભાવને અયુયાયી થાય. તે વારે સંપૂર્ણ સિદ્ધાવસ્થાને સાધે, અર્થાત્ નિપજાવે. એ ત્રણ

એકઠા થાય ત્યારે અબાધા રહિતપણે નીપજે છે. પોતાના જ્ઞાનાદિગુણ, તે રૂપ જે હથિયાર હાથમાં આવ્યું, તે હથિયારવડે કર્મ ચુરે, તે ધણી સમયે સમયે અસંખ્યાતગુણા કર્મના દલિયાંને આત્મપ્રદેશથી ખેરવી નાંખે તે વારે શુદ્ધ ઉપયોગથી સ્વગુણે કરી આત્માને પૂરે; ભાવનિર્જરાએ કરીને એવી નિર્જરા પુષ્ટ કરે, તે ધણી જેમ જેમ અસંખ્યાતગુણા કર્મ દળ ખેરવે, તેમ તેમ આવરણ ટળે, જ્યારે આવરણ ટળે, ત્યારે ગુણ વિકસે–પ્રગટ કરે. તે ગુણ પ્રગટયે સાધનની શક્તિ વધતી જાય. પોતાનું આત્મ ગુણ રૂપ કાર્ય સાધવું, તેને વિષે નિશ્ચલતા રૂપ પરિણામની શક્તિ વધવા અર્થે વીર્ય ઉલ્લાસ વધતો જાય–અર્થાત્ પ્રકાશ વધતો જાય. અભ્રરવી બિંબવત્.

જ્યારે આત્મ શક્તિ પ્રગટી, ત્યારે અનન્ત આત્મ ધર્મ પ્રગટયો, જ્યારે આત્મ ધર્મ પ્રગટયો, ત્યારે પાંચ શક્તિ અનાદિ કાળથી પર અનુયાયિપણે જે અવળી પ્રણમી હતી, તે ત્યાંથી નિવારીને પોતાના સ્વરૂપ અનુયાયિ સાધનપણે પરિણમાવી. તે ૧ આત્માની કર્તૃત્વશક્તિ રૂપ, તે અનાદિ કાળથી પરકર્ત્તાપણે અવળી પ્રણમી હતી, તિહાં થકી નિવારીને પોતાના સ્વકર્ત્તા રૂપ સાધનપણે પ્રણમાવી. ૨. આત્માની ભોક્ત તત્વરૂપ શક્તિ અનાદિકાલની, પર પુદ્દગલાદિ વિભાવદશાના ભોગને વિષે પ્રણમી હતી, ત્યાં થકી નીવારીને પોતાના સ્વભાવપણે પ્રણમાવી. ૩. આત્માની રક્ષકત્વ રૂપ જે શક્તિ, તે અનાદિકાલની પુરપુદ્દગલાદિ વિભાવ દશાના રક્ષકપણે પ્રણમી હતી, ત્યાંથકી નિવારીને પોતાના સ્વભાવ રક્ષકપણે પ્રણમાવી. ૪ અનાદિ વ્યાપકતા રૂપ જે શક્તિ, તે અનાદિકાળની પરભાવરૂપ વિભાવદશાને વિષે વ્યાપી રહી હતી, તે ત્યાંથી નિવારીને પોતાના સ્વભાવ

વ્યાપકપણે પ્રણમાવી. ૫. અને આત્માની ગ્રાહકત્વરૂપ જે શક્તિ, તે અનાદિકાલની પર ગ્રાહકપણે પ્રણમી હતી, તે ત્યાંથકી નિવારીને પોતાના સ્વભાવ ગ્રાહકપણે પરિણમાવી— એવી રીતે, પાંચ શક્તિ, અનાદિકાલની પર અનુયાયીપણે અવળી પ્રણમી હતી, તે ત્યાં થકી નિવારીને, પોતાના સ્વરૂપ અનુજાઈ રૂપ સાધનપણે પરિણમી, ત્યારે અનાદિ કાલનો પરસ્વભાવ રૂપ વિભાવ દશા જીવને, પૌદ્‌ગલિક વિભાવમાં પેસીને ગ્રહણ કરતો હતો, તે હવે વિભાવના ગ્રહણપણામાં, ચેતના પેસતી નથી, તે વિભાવનો ગ્રહણ-પણો હતો, તે ભાગ્યો, પર પરિણતિરૂપ અનિત્ય ગ્રહણ ભાવ ટળ્યો, જેથી આત્મા જાગ્રત થયો, તેથી કરી સ્વરૂપ ગ્રહણ રૂપ નિત્યતાપણો પ્રગટયો. એવા સ્વદ્રવ્ય શોધક આ-ત્માને સ્થિતિ પરિપકવ થયે થકે ઉદય ભાવને યોગે જે કર્મ ઉદય આવ્યા, તે ભોગવીને નિર્જરે છે, અને સત્તાએ બંધ રૂપ કર્મના દલિકો હતા, તેહને ખેંચી ઉદયમાં લાવી પૂર્વ કર્મને ભોગવી નિર્જરે છે. ઉદય ઉદિરણા જે છે તે પણ પૂર્વ કર્મ નિર્જરવાના હેતુ રૂપ છે. અનભિસંધિ–જે અણ ઉપયોગ વીર્ય વડે કરીને અનેક કર્મ ગ્રહણ કરતો હતો, તે કર્મના કષાયના રસથી આત્મા લૂખો થયો—એટલે અનુપ-યોગે કર્મ ગ્રહણ કરતો હતો, તેથી લૂખાસપણે અંત્તરંગથી સ્વદ્રવ્ય જે આત્મા, પરદ્રવ્યથી ન્યારો થયો, ત્યારે તે આત્મ સ્વરૂપનો, આત્મા, રાજા થયો જાણવો.

## સ્વદ્રવ્યશોધક–આત્મા પ્રત્યે શુદ્ધાત્મોપદેશ

હે સ્વદ્રવ્યશોધક આત્મા! અનન્ત કેવલી પ્રભુ વારંવાર કહે છે કે–કોઇપણ પ્રાણી માત્રને હણવો નહિ છતાં વિભાવ પરિણતિએ પ્રણમીને જે આત્મ ગુણને હણે છે, તેજ ભાવ હિંસા અને ગુણી તથા જ્ઞાનાદિક ગુણને અનુયાયી વીર્ય ઉપયોગ કરતા આત્માના જ્ઞાનાદિક ગુણ,

આશ્રવથી હણાતા જાણીને, તે આશ્રવથી ટાળીને આત્માને સંવરને વિષે પરિણમાવવો તે ભાવ દયા ભગવંતે પૂર્વકાલે ભાંખી, વર્તમાન કાલે ભાંખે છે અને આવતે કાલે ભાંખશે. તથા કોઈ પણ પર જીવના પ્રાણ ન હણવા તે દ્રવ્ય અહિંસા અને કોઈના દ્રવ્ય પ્રાણ હણતા નિવારવો તે દ્રવ્ય દયા. આ ઠેકાણે દયા—અહિંસાનો એકપણો કહ્યો તે કારણ–કાર્યોપચાર માટે છે, દયા તે અહિંસાનો કારણ છે, અહિંસા તે કાર્ય છે. સ્વ–પરના જ્ઞાનાદિક ગુણ ન હણવા તે ભાવ અહિંસા ભગવંતે કહી છે. એવો ઉત્તમોત્તમ ધર્મ જે છે તેનું સેવન કરનાર આત્મા, પર દ્રવ્યનો પરિહાર કરી સ્વદ્રવ્ય શોધી શીઘ્ર મુક્તિ સુંદરીને વરે છે.

અહો ભવ્યાત્માઓ ! અહો દેવાનું પ્રીય ! તમે ઓળખ્યો જૈન ધર્મ. એવા ઉત્તમોત્તમ જૈન ધર્મને શ્રી વીતરાગ દેવે સમવસરણને વિષે બેસીને પ્રકાશ્યો. જે નિશ્ચય આત્મિક ધર્મ જ્ઞાનાદિક શુદ્ધ ઉપયોગ લક્ષણ ધર્મ અંતરંગ સત્તાગતે રહ્યો છે, તેની તમે ઓળખાણ કરો. જેથી અનન્ત સુખની પ્રાતિ થાય. જેણે વસ્તુ સ્વભાવ જાણ્યો. તેણે આત્મા જાણ્યો, જેણે આત્મા જાણ્યો તેણે શુદ્ધ અધ્યાત્મનો માર્ગ–રહસ્ય જાણ્યો. જેણે અધ્યાત્મ રહસ્ય જાણ્યો, તેને આત્મસ્વરૂપ પ્રગટયું, જ્યારે આત્મસ્વરૂપ પ્રગટયું, ત્યારે અલ્પકાળમાં જ્ઞાનાવરણાદિ અષ્ટકર્મ જે છે, તેને છેદી નાંખે છે—અર્થાત્ નાશ કરી નાંખે છે. જ્યારે સર્વકર્મનો ક્ષય થાય, ત્યારે જે આત્માનો આનંદ છે તે પ્રગટે. પછી જે પોતાનો નિત્યાનંદ, પરમસુખ, લેવા જ્યાં અનન્તા સિદ્ધ પરમાત્મા બિરાજી રહ્યા છે, તે સ્વસ્થાનક રૂપ ઘર પ્રત્યે પામે છે.

સ્વદ્રવ્ય જે જીવ, ચેતનાવંત જ્ઞાનાદિ ગુણ, પરદ્રવ્ય જે અજીવ, પુદ્દગલ જડ જે છે તે સડણ, પડણ વિધ્વંસણ સ્વભાવ-

વાળા છે, તેને જાણી, વ્હેંચણુ કરનાર—અર્થાત્ જુદા પાડનાર પ્રાણીને સ્વ સ્વરૂપ પ્રગટ અવસ્ય થશે માટે શ્રી જૈન દર્શન ઉપયોગે તથા અક્રિયભાવે છે. જૈનદર્શન શ્રધ્ધાન શુધ્ધોપયોગે છે, અને શુધ્ધોપયોગ આત્મભાવે છે, અક્રિયભાવે છે. અને બીજા યોગે ક્રિયા ધર્મ છે. માટે નિશ્ચયનયથી આત્મ સ્વરૂપને વિષે ધ્યેય દ્રષ્ટિ રાખી વ્યવહારથી, વ્યવહારશુધ્ધે વિચરે અર્થાત્ શુધ્ધ ક્રિયા આચરણાઇ પ્રવર્તે તે મુનિરાજ, તેવો મુનિરાજ જે છે તે નિશ્ચય અને વ્યવહાર નયનો ઉપદેશ દે છે. તે એવી રીતે કે હે ભવ્ય જીવો! નિશ્ચયધર્મ, જે છે તે નિર્જરાનો હેતુભૂત છે, અને બાહ્ય ક્રિયારૂપ વ્યવહાર ધર્મ, જે છે તે પુણ્યબંધનો હેતુ છે, માટે પુણ્યક્રિયાનો અત્યાદર કરવો; પરન્તુ તેના ફળની ઇચ્છા ન કરવી, કારણ કે તે ઇચ્છા જે છે તે નિદાન છે, અને નિદાન તેજ મિથ્યાત્વ અને તે મિથ્યાતોદયે અનન્ત સંસાર પરિભ્રમણ કરવું પડશે તેથી હે ચૈતન્ય! તે ક્રિયાથી ન્યારો થા. એવો શુદ્ધ ઉપદેશ દેઇને ભવ સમુદ્રથી તારવાને જહાજ સમાન જાણવા. જેમ નિર્ભયપણે જહાંજ અવલંબી સમુદ્રને તરે, તેમ એવા નિશ્ચય વ્યવહાર નયના જાણુ આત્મજ્ઞાની મુનિમહાત્માને અવલંબી સંસાર રૂપ સાયરને તરો!!! એવો-સ્યાદ્‌વાદ શૈલી પૂર્ણતા રૂપ સર્વોત્કૃષ્ટ જૈનધર્મ જે છે તે, સર્વોતમ રીતે મહાન્ આત્મકલ્યાણદાયક શ્રી જૈન શાસન જયવંતુ વર્તે છે, તેને હે સ્વદ્રવ્ય શોધક ચેતન!!! તું અત્યંત આદર પૂર્વક સ્વિકાર, સ્વિકાર!! હે ચૈતન્ય સ્વિકાર!

## છેવટના બે બોલ.

આ "સ્વદ્રવ્ય શોધક તત્વ ચિન્તામણિ ગ્રન્થ" વાંચનાર સમભાવી આત્મા સમજી શકયા હશે કે વસ્તુ ધર્મને વિવિધ

દૃષ્ટિ બિન્દુઓથી અવલોકવાની " શિક્ષા " આપનાર વીત-રાગ દેવનું કથન કેટલું બધુ વિશાળ છે? વીતરાગ દેવની જે જે શિક્ષાઓ અને જે જે ઉપદેશો છે, તે બધાનું ચરમ સાધ્ય બિન્દુ છેવટ ફળ માત્ર રાગ દ્વેષનો વિલય એજ છે અર્થાત્ પરદ્રવ્યનો પરિહાર થવો એજ છે. અતએવ જૈન ધર્મના પ્રચારક મહાન્ પ્રભુએ તત્વ વિવેચન અને ઉપદેશ કરવામાં કોઈ પ્રકારનો પક્ષપાત ન રાખતા માધ્યસ્થ દ્રષ્ટિ રાખી છે, એમ એઓના પ્રરૂપેલા સિધ્ધાંતો વાંચનથી જોઈ શકીએ છીએ. એઓની એ પ્રથમ ભલામણ છે કે-કોઇ પણ તત્વમાર્ગને ગ્રહણ કરવા પહેલાં તેનો શુધ્ધ હૃદયથી અને તટસ્થ દ્રષ્ટિએ ખૂબ વિચાર કરો! કોઇ પણ મત એટલે ક્રિયાવાદ કે જ્ઞાનવાદ વગેરેને તોડી પાડવાની સંકુચિત્ત વૃત્તિ ન રાખતા સર્વનું શ્રેય કેમ થાય? તેજ પ્રવૃત્તિ હતી, તેવીજ વૃત્તિ રાખી સ્વ પર આત્માનો ઉધ્ધાર કરવા કટીબદ્ધ થશો.

ઉપરના વાંચનથી સ્પષ્ટ રીતે સમજાયું હશે કે-જૈન દર્શનનું ક્ષેત્ર સંકુચિત્ત નથી, કિન્તુ બહુ વિસ્તૃત છે, એમ ખ્યાલમાં આવી શકે છે. પરન્તુ આ નાનકડા ગ્રન્થમાં તમામ તત્ત્વોનો સમાસ કરવો, એ બને નહિ. છતાં જીવ અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા, મોક્ષ એ નવતત્ત્વો, જીવાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાલ, એ ષડ્ દ્રવ્યો, સમ્યગ્ દર્શન, સમ્ગ્ય જ્ઞાન, અને સમ્યગ્ ચારિત્રરૂપ મોક્ષમાર્ગ, ચતુર્દશગુણસ્થાન, અધ્યાત્મસ્વરૂપ, ધ્યાન આદિ મુખ્ય બાબતોનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે, જેથી મોક્ષાભિલાશી આત્મા, પર દ્રવ્ય જે જડ-પુદ્ગલનો પરિ-હાર કરી, સ્વદ્રવ્યને શોધી મોક્ષ માર્ગને શીઘ્ર અવલંબી

શકે; વગેરેનું યથાશક્તિ અનુસાર અનેક ગ્રંથો તથા સિદ્ધાંતાધારે દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. હવે મારૂં કથન પૂર્ણ થયું છે. માત્ર એક આશાને છેવટે પ્રદર્શિત કરી લઉં, એમ મન લલચાય છે. તે આશા બીજી કોઇ નહિ, ફક્ત એ કે, આ "લઘુ ગ્રન્થના વાંચનના પરિણામે વાંચનારને "સ્યાદ્‌વાદ" સંબન્ધી અનેકાનેક જિજ્ઞાસાઓનો પ્રાદુર્ભાવ થાય અને એથી તેઓ "સ્વાદ્‌વાદ"ના મહાન્ ગ્રન્થો અવલોકવાને ઉત્સુક બને" એજ વિજ્ઞપ્તિ ૐ શાન્તિઃ શાંન્તિઃ વાંચનાર ભણનારને સદાય શાન્તિ પ્રવર્તો. અસ્તુઃ

## દોહરા

ગંઠી ભેદ ગુણનિધી કરી, સ્વાધિન કરો સમકિત;
શ્રાવક વ્રત સમાચરિ, મુનિ મારગ ચડો મિત. ૧

ગુણ શ્રેણિ ગ્રહણ કરો, ચોખુ રાખી ચિત્ત;
પતિત પગથિયા પરહરી, જન્મ મરણને જિત. ૨

દ્રવ્ય ગુણ પર્યાયના, સ્વભાવ ને પરભાવ;
વિગતે કરીને વર્ણવ્યા, લ્યો લાખેણા લાવ. ૩

નાણી કહે નવ તત્ત્વમાં, ખટ દ્રવ્યમાં ખાસ;
જીવાજીવ મુખ્ય જાણીને, વસો આત્મિક ગુણવાસ. ૪

જીવાજીવ સંયોગથી, પ્રગટે પુણ્ય ને પાપ;
કટુ મિષ્ટ ફળ કોડથી, ભોગવે આપોઆપ. ૫

એહ ફળથી અળગુ થવા, ધ્યાવો નિર્મળ ધ્યાન;
પદ અજરામર પામશો, વાવશે જ્ઞાનનો વાન. ૬

સ્વદ્રવ્ય શોધક સુખમયી, તત્ત્વ ચિન્તામણિ ગ્રન્થ;
પુરણ કીધો પ્રીતથી, પરિહારક મોહ પંથ. ૭

મિચુમંદાપુરમાં વસે, શ્રાવક શ્રદ્ધાવાન;
મુનિ મંડળમાં મોટકા, મહિમા મેરૂ સમાન. ૮

જ્ઞાની જ્ઞાન ગુણે ભર્યા, શાન્તિમય સુખકાર;
રસના અમ્રત રસભરી, અજરામર અણગાર. ૯

સુંદર તસશિષ્ય શોભતા, દેવરાજજી ગુરૂદેવ;
મીઠી વાણી મનોહરૂ, સારે સહુજન સેવ. ૧૦
પ્રેમીલા તસ પટોધરૂ, અવચળજી સ્વામી અનુપ;
શીતળ લ્હેરી સ્વામની, સાધક આત્મ સ્વરૂપ. ૧૧
ગુરૂ સેવી ગુરૂપણુ લહ્યું, સુવર્ણચંદ્રજી સ્વામ;
નિજાત્મ નિર્મળ કરી, કીધા ઉત્તમ કામ. ૧૨
પંડિત તાસ પટોધરૂ, નિર્મળ જેહનું નામ;
શાન્ત મુદ્રાયે શોભતા, મ્હોટી જેહની મામ. ૧૩
અધ્યાત્મ ગુણે આગળા, ગોપાળજી ગુરૂ દેવ;
ધ્યાવે નિર્મળ ધ્યાનને, સારે સદ્દગુરૂ સેવ. ૧૪
પટોધર તાસ પ્રમાણીયે, મમ ગુરૂ મોહનલાલ;
જ્ઞાની ધ્યાની ગુણ નિધી, જાળે કર્મની જાલ. ૧૫
પરિવાર તેહનો પરવડો, મુનિ નથુ મણિલાલ;
મહામુનિ મેઘરાજજી, ધિંગી ધર્મની ઢાલ. ૧૬
ત્રિભોવન મુનિ ટેકી ઘણા, નિર્મળ જેહનો નેહ;
વિનયવંત મુનિ વાલજી, ગુણવંત ગુણના ગેહ. ૧૭
ધર્મસિંહ ધરમાતમા, ધિરજના ધરનાર;
શાન્તિ સ્વભાવ વર્તે સદા, કોડે કાર્ય કરનાર. ૧૮
કરૂણાળુ કેશવલાલજી, ભક્તિ રસથી ભરેલ;
અહોનિશાના અભ્યાસથી, વિદ્યા ગુણ વરેલ. ૧૯
૧ ૯ ૭ ૫
શશિ નિધી નગ મૂળમાં, ચતુર કીધો ચોમાસ;
કોડે ગ્રંથ રચના કરી, વસી વૃધમાનપુર વાસ. ૨૦
આસો આદિતવાર ઉજળો, વિજીયાદશામી વિશાલ;
પૂર્ણ ગ્રન્થ કર્યો પ્રેમથી, કહે મુનિ મણિલાલ. ૨૧
ઓછા અધિક પદ અક્ષરો, હર્ષાવેશે કહ્યા હોય;
અરિહંત સિદ્ધની સાક્ષીયે, મિથ્યા દુષ્કૃત મોય. ૨૨

સમાપ્ત

અમદાવાદમાં પુસ્તક મળવાનું સ્થળ :

વાડીલાલ કાકુભાઈ સંઘવી

સારંગપુર : તળીયાની પોળ : અમદાવાદ.